# ટ્યુટોરિયલ હાઈસ્કૂલ

# રૌપ્ય મહોત્સવ

## સ્મારક ગ્રંથ







# રૌપ્ય મહોત્સવ કાર્યવાહક સમિતિ

## ટ્યુટોરિઅલ હાઈસ્કૂલ, અમદાવાદ.

## ૧૯૪૦

### પ્રિન્સિપાલ

શ્રીયુત વિનાયકરાય એસ. ત્રિવેદી, બી. એ., એસ. ટી. સી. ડી. (ફર્સ્ટ ક્લાસ ઑનર્સ)

### હેડ માસ્તર

શ્રીયુત ચંદુલાલ એસ. ત્રિવેદી. બી. એ.

### પ્રમુખ.

શ્રીયુત નીતિરાય જી. ખારોડ. બી. એ., એલએલ. બી.

### સામાન્ય મંત્રીઓ

શ્રીયુત નીતિરાય પી. જોશીપુરા, બી. એ., એસ. ટી. સી.
,, સત્યપ્રસાદ એ. સંઘવી, બી. એ., એસ. ટી. સી.
,, મધુસૂદન બી. દેસાઈ, એડવોકેટ.
હર્ષદ બી. બક્ષી
ભલાભાઇ ડી. પટેલ
પુષ્પા એસ. શેઠ

### સભાસદો

૧ શ્રી એન. એમ. મીયાંભાઇ બી. એ., એલ એલ. બી. એડવોકેટ.
૨ ,, ડી. સી. શુકલ, બી. એ., એલએલ. બી., એસ. ટી. સી.
૩ ,, એન. ડી. શુકલ, એમ. એ., બી. ટી.
૪ ,, જે. ડી. દવે, બી. એ., એસ. ટી. સી.
૫ ,, બી. એસ. દવે, બી. એ., એસ. ટી. સી.
૬ ,, બી. ઓ. શાહ, બી. એ., એલએલ. બી.
૭ ,, જી. બી. ઓઝા, બી. એ., એસ. ટી. સી.
૮ ,, કે. કે. ચૌહાણ બી. એ.
૯ ,, વી. એસ. દ્વિવેદીઆ
૧૦ ,, એમ. એમ. યુસુફભાઇ
૧૧ ,, પી. બી. છત્રપતિ
૧૨ ,, આઈ. એસ. ત્રિવેદી
૧૩ શ્રી એમ. એમ. પંડ્યા
૧૪ ,, વી. એમ. પરીખ
૧૫ ,, સત્યવતી બી. મહેતા
૧૬ ,, એસ. એમ. બ્રહ્મભટ્ટ
૧૭ ,, એફ. એ. શેખ
૧૮ ,, એન. એમ. પરીખ
૧૯ ,, જે. જે. દેસાઇ
૨૦ ,, આર. ડી. દવે
૨૧ ,, જી. એચ. મોમીન
૨૨ ,, આર. જે. કિનારીવાલા
૨૩ ,, જી. બી. પટેલ
૨૪ ,, એ. સી. ટીલવાવાલા
૨૫ ,, રંજન આર. દવે
૨૬ ,, સાગરિકા એસ. દીક્ષિત

### કોષાધ્યક્ષ

૧ શ્રી. નાથાલાલ એન. દેસાઇ બી. એ., બી. એસ સી., બી. ટી., એસ. ટી. સી.
૨ ,, બાલાશંકર એસ. દવે. બી. એ., એસ. ટી. સી.

### અન્ય સભાસદો

૧ એન સી. શેઠ, બી. એ.
૨ આર. એમ શાહ
૩ એ. સી. સુરા
૪ એસ. ડી. પઠાણ
૫ એ. એમ. વ્યાસ
૬ કે. સી. ગોદડીઆવાલા

# ટ્યુટોરિઅલ હાઈસ્કૂલ, અમદાવાદ



# રૌપ્યમહોત્સવ સ્મારક અંક

૧૬ જાન્યુઆરી] :: [ઈ. સ. ૧૯૪૦


## સંપાદક મંડળ



શ્રી. નીતિરાય ગો. ખારોડ, બી. એ., એલ એલ. બી.

,, ગિરિજાપ્રસાદ ભ. ઓઝા, બી. એ., એસ. ટી. સી. } સંયુક્ત મંત્રીઓ
,, ખેંગારજી કા. ચૌહાણ, બી. એ. }

,, નંદુભાઈ દામોદર શુકલ, એમ. એ., બી. ટી.

,, હઠીચંદ જી. દોશી, બી. એ., બી. ટી., એલ એલ. બી.

,, મહમદઅલીખાન મો. યુસુફઝાઈ

,, બળવંતરાય ગૌ. સંઘવી, એસ. ટી. સી.

,, પોપટલાલ મો. પટવારી, એસ. ટી. સી.

,, નરેન્દ્ર એમ. પરીખ

,, અમૃતલાલ સી. ટીલવાવાળા

,, ડી. બી. ખોપકર




# અનુક્રમણિકા

श्री विश्वेश्वरो विजयतेतराम्

श्रीमति टयुटोरियल हाईस्कुल ( आङ्लभाषाविद्यालय ) रजतमहोत्सवसमये.
निर्मितान्याशीर्वादात्मकानि

# प्रशस्ति—पद्यानि

श्रीमण्डितं श्रीनगरं विराजते वसुंधरायां विदितं वरिष्ठम् ॥
विशुद्धविद्यालयराजिरञ्जितं विद्वज्जनानंदकरं मनोज्ञम् ॥ १ ॥

अनेकविद्यालयसंकुलेऽस्मिन् टयुटोरियल्संज्ञकपाठशाला
पाश्चात्यविद्याध्ययनोद्यतानां कृते वरीवर्ति सदा विशाला ॥ २ ॥

यदत्र विद्याध्ययनं विधाय अनेकविद्यार्थिन आप्तकामाः
विख्यातिमापुः किमतः परं स्यात्सत्कीर्तिबीजं भुवि तत्समानम् ॥ ३ ॥

विघ्नं विना वृद्धिमुपागतोऽयं विद्यालयो विश्वजनीन आस्ते
विनायके रक्षति विघ्नवल्ली विनाशमेतीति किमत्र चित्रम् ॥ ४ ॥

विद्यादानविधानदक्षमनसां सच्छिक्षकाणां मुदम्
सद्विद्याभ्यसनैकतानमनसां विद्यार्थिनामुन्नतिम् ॥
विद्यैकव्यसने विनायकवरे ह्युत्साहवृद्धिं वराम्
कुर्वन्स्वर्ग्रसमान एष विशदो विद्यालयो वर्धताम् ॥ ५ ॥

संवच्छास्त्रनवांकभूपरिमिते पौषस्य पूर्वे दले
पूर्णायां दशमीतिथौ शनिदिने सद्यत्नसम्पादितः ।
श्रीविद्यालयवार्धि वर्धनकरो राकेन्दुतुल्यः शुभः
पूर्णः श्रीरजतोत्सवः शुभकरः कुर्यात्सदामंगलम् ॥ ६ ॥

सदुत्सवारंभविधौ विधिर्यो विनायकाराधनकामनातः ॥
सम्पादितोऽयं सकलार्थदस्तादाशास्त इत्थेवमनूपरामः ॥ ७ ॥

शुभाशीर्वादप्रदाता.

शुक्लोपाह्वसदाशिवात्मजः अनूपरामशास्त्री.
दर्शनकेसरी. दैवज्ञमार्तण्ड

अध्यक्षः—श्री महागुजरातपण्डितसभा ( श्री पं. सभाशाखा )
तथा अखिलभारतवर्षीयसंस्कृतविश्वविद्यालय-
परीक्षा केन्द्र ( बनारस )

अथ

# रजतमहोत्सवस्तोत्रम् ।

कंसारातिं तरणितनयातोयकूले रिरंसोः
संकर्षन्त्याः पटुनटवरं निर्मलाया दुकूले ।
हासालापैः प्रजनितरुषो राधिकायाः सखीनां
लीलालोलश्चिकुरनिकुरो व्यातनोतूत्सवे शम् ॥ १ ॥

सौदामिन्या जलदपटलीमध्यचारूल्लसन्त्याः
शंके जाता मम*जनयितुर्दिव्यधामावतीर्णम् ।
पुण्यालीनां परपरिणतिः प्रेयसी या पवित्रा
विश्वेऽमुष्मिन् कृतिपरिमले राजमाना यशोभिः ॥ २ ॥

यस्या ध्यानं प्रणयमधुरं नित्यशो भावपूर्णं
भक्त्योपेतं मम दलयति जन्मजाताभिमानम् ।
स्वान्तध्वान्तं खलु तिरयति स्फारयत्सत्यसिद्धिं
हर्षोत्कर्षं नयति हृदयं दीप्तरागं मदीयम् ॥ ३ ॥

संसारेऽस्मिन् सरति गहने विस्मृतिं यान्ति भावाः
किन्त्वघस्वां मम जनयितुं निर्मलां नित्यनम्याम् ।
स्मारं स्मारं स्रवति हृदयात् कोमलं चारु गेयं
निःशंकंते जगति कृतिनो ये स्मरेयुर्जनित्रीम् ॥ ४ ॥

श्रुत्वा नाम श्रवणसुभगं माधुरैः श्रोतुकामै-
र्दिव्यज्योतिस्स्फुरितसदृशं पावनं मे सवित्र्याः ।
नृत्यं नव्यं हृदि प्रतिदिनं केकिभिस्तन्यते वा
कुञ्जे लास्यं ललितललितं मेघनादं निशम्य ॥ ५ ॥

प्रेक्ष्यं दूरात् दिनमणिनिभं लोचनैर्दर्शनीयं
रात्रौ नित्यं नयनरुचिरं कौमुदीधौतखण्डम् ।
भूयोभूयो निमिषरहितं प्राप्यते नो पिबद्भि-
र्नेत्रैस्मृतिर्धवलभवनं मे मनोज्ञं जनन्याः ॥ ६ ॥

उन्मेषैः स्वैः वियतिचपला प्रावृषेण्यं पयोदं
पादैः शीतैः शिशिरकिरणः फेनिलं तोयराशिम् ।
अन्तर्भृंगं कुवलयकुलं भानुभिः सप्तसप्तिः
मन्ये नित्यं धवलभवनात् सेवितुं जायतेऽस्याः ॥ ७ ॥

आयुष्मत्या ललितशरदां विंशतिं पञ्चवृद्धां
जग्मुष्या मेऽपि च जनिमतां मोक्षदात्र्याः सवित्र्याः ।
सर्वे लोका रसिकरसिकाः प्रेमपूर्णाः समित्रा
आगच्छन्तु परमसुभगे पर्वणि स्नेहभाजि ॥ ८ ॥

विद्यारत्नं सकलगुरुषु ज्ञानवृद्धौ पुरोगं
नानाकार्यप्रसृतसुमतिं पुण्यराशिं प्रशान्तम् ।
यत्नारूढं सततसततं चारुस्थानं गुणानां
कृम्यं सर्वे रुचिरवचनं नम्रमूर्ध्ना नमामि ॥ ९ ॥

भावैः पूर्णा सरसललितैर्मामकीना मनोज्ञा
सालंकारा मधुरवचना केतनं मंगलानाम् ।
ओजश्छन्ना हृदयवसतिर्निर्मला भारती वो
ज्योत्स्नाप्राया जगति जयिनी मंगलं व्यातनोतु ॥ १० ॥

इति पूर्णमेतत् ।

एन. सी. शेठ. बी. ए.

---

*जनयितु, जनित्री, सवित्री, etc. here specially refer to and mean 'Alma Mater' (my School).

# પ્રિન્સિપાલનું નિવેદન

**यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।**
**स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥**

**સ્થાપના**

પરમકૃપાળુ પરમાત્માની પ્રેરણા તથા કૃપાથી ટયુટોરિઅલ હાઇસ્કૂલની સ્થાપના પ્રાતઃસ્મરણીય સ્વ. સર રમણભાઈ મહીપતરામ નીલકંઠના મુબારક હસ્તે સને ૧૯૧૫ના જાનેવારીની ૧૬ મી તારીખે થઈ. આજે તે પોતાની કારકિર્દીનાં ૨૫ વર્ષ પૂરાં કરી ૨૬ મા વર્ષમાં પ્રવેશ કરવા ભાગ્યશાળી થઇ છે.

**સંખ્યા**

ખાનબહાદુર ખરસેદજી નસરવાનજી કોન્ટ્રાકટર સાહેબ, શ્રી. શ્રીમંતરાય વસાવડા, શ્રી. કે. ડી. શાહ વગેરે સુપ્રસિદ્ધ શિક્ષકમંડળને લીધે આ શાળાની શરૂઆત લગભગ ૭૦૦ વિદ્યાર્થીઓથી થઇ. આજે વિદ્યાર્થીઓની સંખ્યા ૧૩૨૦ જેટલી છે.

**મકાનો**

અત્યારે શાળા ત્રણ દરવાજા પાસે એલેન્ટાઇનની હવેલી અને કાલુપુર ટંકશાળ એમ બે મકાનોમાં બેસે છે. મકાનભાડાં અને ટેકસમાં ફીની આવકમાંથી મોટો ભાગ જતો રહેતો હોવાથી શાળાને મોટી હરકત રહે છે. સોંઘાં ભાડાં અગર સ્વતંત્ર મકાન હોય તો શાળાની ખિલવણી વધારે થઈ શકે.

**શિક્ષક મંડળ**

શિક્ષક મંડળમાં કુલ ૫૧ શિક્ષકો છે. જેમાંના ૪ બી. ટી., ૨૫ ગ્રેજ્યુએટ, ૧૬ એસ. ટી. સી. અને એક ફર્સ્ટ કલાસ એસ. ટી. સી. ડી. છે. તાલીમ પામેલા, અનુભવી, વિદ્વાન, ચારિત્ર્યસંપન્ન, વિદ્યાર્થીઓની સર્વદેશીય પ્રગતિમાં ઉંડો રસ લેનારા અને કાર્યદક્ષ શિક્ષકોનો લાભ વિદ્યાર્થીઓને મળે તે માટે પૂરેપૂરી કાળજી રાખવામાં આવે છે, કારણ કે સાધનો કરતાં શિક્ષક ઉપર જ ઉંચામાં ઉંચા શિક્ષણ, કેળવણી, અને સંસ્કારસિંચનનો આધાર છે. શિક્ષકોની તાલીમ માટે અત્યાર સુધીમાં શાળા તરફથી રૂ. ૨૦૦૦ ઉપરાંત ખર્ચ કરવામાં આવ્યું છે. પગારનું ધોરણ બને તેટલું ઉંચું રાખવામાં આવ્યું છે. અને પ્રોવિડંટ ફંડની યોજનાની શરૂઆત થોડા વખતમાં થશે.

**ધ્યેય**

માધ્યમિક શિક્ષણદ્વારા વિદ્યાર્થીઓનો શારીરિક, માનસિક, નૈતિક, આધ્યાત્મિક અને સાંસ્કારિક વિકાસ સાધવો એ આ શાળાનું ધ્યેય છે. અને તેની સિદ્ધિ માટે બનતા પ્રયત્ન કરવામાં આવે છે. વિદ્યાર્થીઓ સુદૃઢ શરીર, વિકસિત માનસિક શક્તિઓ, જીવન સંબંધે વિશાળ દૃષ્ટિ, ચારિત્ર્ય, ધાર્મિકતા ઉચ્ચ સંસ્કાર અને રસજ્ઞતા વગેરે ગુણોથી સંપન્ન થઇ સમાજ અને જીવનમાં પોતાનું સ્થાન કર્તવ્યનિષ્ઠા અને કાર્યદક્ષતાથી શોભાવે એ આદર્શ આ શાળા પોતાની સમક્ષ સતત રાખે છે.

**પ્રાર્થના**

શાળા રોજનું કામ પ્રાર્થનાથી શરૂ કરે છે, એ શ્રદ્ધાથી કે 'More things are wrought by prayer than this world dreams of'. જ્યારે જ્યારે શાળાને પરીક્ષાઓમાં કે રમત ગમતમાં ફતેહ મળે છે ત્યારે તે ફતેહ માટે તમામ સુખના દેનાર પરમકૃપાળુ પરમાત્માનો ઉપકાર પ્રાર્થનાદ્વારા માનવામાં આવે છે.

### શિક્ષણસાધનો

કેળવણીનું ક્ષેત્ર એટલું બધું પ્રગતિમય વિચારો અને પ્રયોગોથી ભરાયું છે અને ભરાયે જાય છે કે અદ્યતન કેળવણી આપવા માટે સાધનો પુષ્કળ જોઇએ. તે સાધનો બની શકે તેટલાં પૂરાં પાડવામાં આવે છે, પરંતુ તેમાં મકાનભાડાં અને ટેકસનો ઘણો ભારે બોજો હરકતરૂપ છે. રમતગમત માટે ટંકશાળના મકાનનું ચોગાન કેટલેક અંશે ઉપયોગી છે અને તે ઉપરાંત લાલદરવાજે વિદ્યાર્થીઓ રમે છે. રમતગમત માટે સરકાર કે મ્યુનિસિપાલિટી જમીનની સવડ કરે તો જ શાળાઓ આ ઘણી અગત્યની જરૂરીઆત પૂરી પાડી શકે.

### શિક્ષણ

શિક્ષણશાસ્ત્રના અદ્યતન સિદ્ધાન્તો અને પદ્ધતિઓ પ્રમાણે શિક્ષણ આપવા બનતો પ્રયત્ન કરવામાં આવે છે.

### પરીક્ષાઓ તથા રમતગમતનાં પરિણામો

મેટ્રિક પરીક્ષામાં શાળાને જુદાંજુદાં વર્ષોમાં મળેલી ફતેહ નીચે પ્રમાણે છેઃ—

| વર્ષ. | વિદ્યાર્થી | વિગત |
|---|---|---|
| ૧૯૨૩ | મીઆંભાઇ નોમાનભાઈ મોહમદભાઇ (હાલ એડવોકેટ) | ઇલાકાની તમામ સ્કૂલોમાં અંગ્રેજીમાં પહેલે નબરે. |
| ૧૯૨૪ | સીરીલ એમ. ઠાકોર (હાલ અંગ્રેજીના પ્રોફેસર, લખનૌ). | અમદાવાદ સેન્ટરમાં બધી શાળાઓમાં પહેલે નંબરે. |
| ૧૯૨૫ | વસા રમણુલાલ સી. (હાલ પ્રોફેસર, મુંબઈ કોમર્સ કૉલેજ) | અખિલ ગૂજરાત અંગ્રેજીમાં પહેલે નંબરે. |
| ૧૯૩૧ | વીરેન્દ્ર ચંદ્રશંકર લાખીઆ | અમદાવાદ સેન્ટરમાં પહેલે નંબરે. |
| ૧૯૩૩ | શાહ કુમુદચંદ્ર ગોકળદાસ | ઇલાકાની બધી સ્કૂલોમાં અંગ્રેજીમાં પહેલે નંબરે. |
| ૧૯૩૫ | શેઠ નટવરલાલ સી. | યુનિવર્સિટી સંસ્કૃત ઇનામ. |
| ૧૯૩૭ | પટેલ મંગળભાઈ પુરુષોત્તમ તથા જોષી | ડિસ્ટીન્કશન માર્ક્સ |
| ૧૯૩૮ | જોશી માર્કંડ તથા દવે ગિરિજાશંકર | અંગ્રેજીમાં ડિસ્ટીન્કશન |
| ૧૯૩૯ | મહાદેવીઆ વિષ્ણુ નગીનદાસ | કુલ ૭૦૦ માંથી મેળવેલ માર્ક્સ ૫૩૮ ટકા ૭૭ |
| ,, | ભટ્ટ શાંતિલાલ જેશંકર | ઈલાકામાં અંગ્રેજીમાં બીજે નંબરે ૧૦૦ માંથી ૭૯ માર્ક, સરકારી ખાતા તરફથી ઈનામ. |

### સ્કોલરશિપ પરીક્ષાઓ

૧૯૩૪ માં ઓપન હાઈસ્કૂલ સ્કોલરશિપ પરીક્ષામાં સરકારી તેમજ ખાનગી શાળાઓમાં વિનોદ મુકુન્દરાય દવે (હવે બી. એસ. સી. ડિસ્ટિન્કશન) પહેલે નંબરે પાસ થઈ સ્કોલરશીપ મેળવી શકયા.

### ડ્રોઇંગ પરીક્ષાઓ

ચાલુ સાલનું ડ્રોઇંગની પરીક્ષાનું પરિણામ નીચે મુજબ છે.

| | | | | |
|---|---|---|---|---|
| એલીમેન્ટરી. | ૪૫ | માંથી | ૨૫ | પાસ. |
| ઇન્ટમિજીએટ. | ૧૧ | ,, | ૯ | ,, |

**જ્યુબિલી ક્રિકેટ શીલ્ડ**

સમ્રાટ પાંચમા જ્યોર્જ જ્યુબિલી ક્રિકેટ શીલ્ડની અમદાવાદની તમામ શાળાઓની હરીફાઈમાં આ શાળાની જુનીઅર ટીમ છેલ્લા પાંચ વર્ષથી લાગલાગટ શીલ્ડ મેળવવા ભાગ્યશાળી થઈ છે.

અખિલ ગૂજરાત માધવલાલ રણછોડલાલ ક્રિકેટ કપ લાગલાગટ છેલ્લાં ત્રણ વર્ષથી મેળવવાનું માન અને સદ્‌ભાગ્ય આ શાળાને ઇશ્વરકૃપાથી મળ્યું છે. શીલ્ડ અને લાગલાગટ આમ અપૂર્વ રીતે કપ જીતવા માટે ટીમના ખેલાડીઓને, તેમને તાલીમ આપનાર શિક્ષક ભાઈ પ્રતાપરાય ભટને તથા તેમના કાર્યમાં રસ લઈ તમામને પ્રોત્સાહન આપનાર તમામને અભિનંદન ઘટે છે.

**મેળાવડા**

ફક્ત પુસ્તકીયું જ્ઞાન એ ચાલુ કેળવણીની પદ્ધતિનો મોટો દોષ વ્યાજબી રીતે ગણવામાં આવે છે. તેના નિવારણ માટે બીજી પ્રવૃત્તિઓ સાથે વાર્ષિક મેળાવડા અને સ્નેહસમારંભો યોજાય છે અને તે દ્વારા વ્યાવહારિક તાલીમ આપવામાં આવે છે.

**ગરીબ વિદ્યાર્થીઓ**

ગરીબ વિદ્યાર્થીઓની ફી આખી અથવા અડધી માફી શાળાની આર્થિક સ્થિતિ પ્રમાણે કરવામાં આવે છે અને તેમને તેટલું ઉત્તેજન અને મદદ આપવામાં આવે છે. અત્યારસુધીમાં ઓછામાં ઓછું રૂ. ૨૦૦૦૦ જેટલી રકમ આ ખાતે ખર્ચવામાં આવી છે.

**આર્થિક**

ભારે મકાનભાડાં અને ટેકસો, શિક્ષકોના સારા પગાર, પ્રોમોશન, પ્રોવિડન્ટ ફંડ, શિક્ષણનાં સાધનો, પુસ્તકાલય, લેબોરેટરી વગેરે અનેક બાબતો પાછળ થતા ખર્ચને પહોંચી વળવા ફીની આવક પૂરતી ન થાય તે સ્વાભાવિક છે. સરકાર તરફથી મળતી ગ્રાન્ટ ફક્ત ૧૨ ટકા જેટલી છે.

**જરૂરીઆતો**

શાળા માટે સોંઘા ભાડાવાળું અગર સ્વતંત્ર મકાન એ મુખ્ય જરૂરીઆત છે. રમવા માટે મેદાનની જરૂરીઆત એક બે શાળા સિવાય લગભગ બીજી બધી શાળાઓને છે. શાળાના સંચાલકોનો કાર્યભાર હળવો કરે તેવા સેવાભાવી વધારે શિક્ષકોની જરૂર છે. જાહેર જનતા તરફથી આ શાળા સારી રીતે ચલાવી શકાય તો તે ઘણું આવકારદાયક થઇ પડશે. મ્હારૂં મન્તવ્ય છે અને તે અનેક વખત મ્હેં જણાવ્યું છે કે ખાનગી માલિકીની શાળાઓ જોઈએ જ નહિ કારણકે તેથી કેળવણીનો આદર્શ સિદ્ધ થતો નથી, બલ્કે જનતાને અને વિદ્યાર્થીઓને અનેક ગેરલાભ થાય છે.

**સહશિક્ષણ**

આ શાળામાં સહશિક્ષણ અપાય છે અને તેનાં સારાં તત્ત્વો જાળવવા પ્રયત્નશીલ રહેવામાં આવે છે. છતાં કન્યાઓ માટે અલગ સારી શાળાઓ ચલાવવામાં આવે એ ઘણું ઇચ્છવાજોગ છે. સૌ. સ્નેહલતા ગિરિકાન્ત પંડયા બી.એ. (ઓનર્સ)–કન્યાઓની જરૂરીઆતો અને સુખસગવડ તરફ પૂરતું લક્ષ આપી તેમને અભ્યાસમાં બનતી મદદ કરે છે.

**આભારદર્શન**

પુણ્યશ્લોક સ્વ. સર ચીનુભાઈ અને અન્ય સલાહકારો અને વડીલો અને મુરબ્બીઓ, મિત્રો અને સ્નેહીઓ, જૂના અને ચાલુ વિદ્યાર્થીઓ, જૂના અને ચાલુ શિક્ષક ભાઈઓ વગેરે જે બધાએ રૌપ્ય મહોત્સવ સમારંભને સફળ બનાવ્યો છે તેમનો હું ઋણી છું અને વિનમ્રભાવે આ સ્થળે ઉપકાર માનું છું.

**પ્રાર્થના**

પરમકૃપાળુ પરમાત્મા આ સંસ્થાને જનતાની શુદ્ધ સેવા કરવાનું અધિક બળ આપો એ જ તે દયાનિધિને અભ્યર્થના !

## ટ્યુટોરિઅલ હાઇસ્કૂલ, અમદાવાદ.

રૌપ્ય મહોત્સવના પ્રમુખ મહાશય



**નામદાર ગણેશ વાસુદેવ માવલંકર**

મુંબાઈ લેજીસ્લેટિવ ઍસેમ્બ્લી (ધારાસભા) ના સ્પીકર

'ગુજરાત સમાચાર' ના સૌજન્યથી

શ્રી

ભાઈ વિનાયકરાવ ત્રિવેદી મ્હારા કૉલેજ વખતના મિત્ર થાય. કેળવણીના પવિત્ર કાર્યમાં જિંદગી ગાળવાનો તેમણે નિશ્ચય કરી સફળ રીતે ટયુટોરિઅલ હાઇસ્કૂલ જેવી સંસ્થા ૨૫ વર્ષ સુધી ચલાવી તે માટે એક મિત્ર તરીકે મને આનંદ થાય એ સ્વાભાવિક છે. હું તેમના આ જીવનકાર્ય માટે તેમને અભિનંદન આપું છું, અને એ જ ક્ષેત્રમાં તેઓ વધુ ને વધુ સેવા આપવા વધુ ને વધુ શક્તિમાન થાય એ પ્રભુ પ્રત્યે પ્રાર્થું છું.

ગણેશ વાસુદેવ માવલંકર



ટયુટોરિઅલ હાઇસ્કૂલ પોતાનાં પચીસ વર્ષ પૂરાં કરી તેને લગતો ઉત્સવ ઉજવવા પામી છે તે ખાતે તેના સંચાલકોને ધન્યવાદ ઘટે છે. પચીસ વર્ષ ઉપર ભણનારાની સંખ્યા આજ કરતાં ઓછી હતી. ફીનું પ્રમાણ પણ હાલ જેટલું નહોતું. તેવા સમયમાં સાહસ ખેડી શ્રી. વિનાયકરાવ ત્રિવેદીએ પોતાનું જે કાંઈ હોય તે તેમાં હોમી દઈ શાળાને પગભર કરવામાં બેહદ જેહમત ઉઠાવી છે એ નિર્વિવાદ છે. તેમના સાહસનાં શુભ ફળ જોવા તેઓ ભાગ્યશાળી બન્યા છે એ આનંદની વાત છે. શ્રી. વિનાયકરાવને અનેક મુશ્કેલીઓ અને મુઝવણના પ્રસંગ આવ્યા હતા એ સર્વમાંથી હિંમતભેર માર્ગ કાપી તેમણે એક ઉજ્જ્વલ દૃષ્ટાંત પૂરૂં પાડયું છે. માત્ર ધંધા તરીકે નહિ પરંતુ સદ્‌ભાવના સાથે તેમણે આ કાર્ય ઉપાડયું હતું અને તેમાં તેઓ યશસ્વી થયા છે. તેમની શાળાએ ખ્યાતિ મેળવી છે. અને ઉત્તરોત્તર તેની પ્રગતિ થાય એમ લાગે છે. શાળા પોતાનું મકાન બાંધવા શક્તિમાન થાય એ મારી શુભેચ્છા છે.

ભદ્ર, અમદાવાદ
તા. ૨–૧૦–'૩૯



વિદ્યાબહેન રમણભાઇ નીલકંઠ

**ભાવનગર**, તા. ૩-૧-૪૦.

'પચીસ પચીસ ઘંટાઓ વગાડો,
પચાસ પચાસ દીપમાળાઓ પ્રકટાવો—'
આજે શાળાનો રૂપક મહોત્સવ છે!

**પ્રિય ભાઈશ્રી વિનાયકરાવ,**

આપના 'ટયુટોરિઅલ હાઈસ્કૂલ'ના રૂપક મહોત્સવ પ્રસંગે મારાં હાર્દિક અભિનંદન તથા ઉજ્જ્વળ ભાવિ માટે શુભેચ્છાઓ સ્વીકારશો. તમારી સાથેના તથા કુટુમ્બ સાથેના લાંબા સંબંધનો વિચાર કરૂં છું ત્યારે સ્વાભાવિક રીતે અંગત પ્રેમ ને આદર દ્વિગુણિત થાય છે. શ્રીયુત ચંદુભાઈના નિરંતર સહકાર માટે તેમને પણ અભિનંદન પાઠવું છું.

કોઈપણ સંસ્થાના ઉત્સવનું પર્વ આવે ત્યારે મૂળ પુરુષનાં ગુણગાન કરવાનું પ્રાપ્ત થાય છે. તમારી ઉજળી કારકિર્દી સિવાય પ્રગતિ કદાપિ સધાત નહિ. તેમાં શિક્ષક તરીકે જે સુંદર ને ઉન્નત છાપ તમે શિષ્યો ઉપર થોડા જ વખતમાં પાડી તે અત્યંત ઉપકારક નીવડી. તમે કદાચ સારો આર્થિક લાભ પણ સંસ્થાના વિકાસ સાથે મેળવતા હો કે મેળવો; છતાં શિષ્યોનાં ઉરમાં જે સ્થાન તમે મેળવો તે જ સાચી લક્ષ્મી કોઈપણ શિક્ષક કે અધ્યાપકની ગણી શકાય; તમે એ ઉરદ્રવ્ય સારી રીતે સંપાદન કર્યું છે તે જ સાચો વિજય હું માનું છું. તમારૂં સંસ્કૃત, અંગ્રેજી વગેરે વિષયોનું શિક્ષણ પ્રશંસાપાત્ર ગુજરાતે ગણ્યું છે; તેનું કારણ વિષય માટે પ્રેમ, ઉંડી તૈયારી ને સુંદર પદ્ધતિ ઉપરાંત વિદ્યાર્થીના અંગત વિકાસ માટે ધગશ—એમ હું માનું છું.

આ સાથે એક બીજા તત્ત્વમાં હું માનનારો છું. એમ કહેવાય છે કે માનવજીવનમાં એક એવી અણમોલ ક્ષણ આવે છે કે જ્યારે ભાગ્યદેવી 'સાંગોપાંગ સુરંગ' ધરીને વરમાળ લઇ, દ્વારકને થનગને છે; તેજ ક્ષણે મર્દાનગીની કસોટી હોય છે. ચારિત્રબળ ને પરાક્રમ હોય તો જ એ દેવી તત્કાળ વધાવે છે; નહિ તો એ વીરતા દેખાડવાનો અવસર ચૂકયા પછી અસંતોષ ને દર્દનો ડંખ જીવનભર રહી જાય છે. તમારા જીવનની એ કસોટીમાં તમે ધીરજ, ખંત, કુનેહ ને આત્મબળથી, અગાધ જળમાંથી તરી પાર ઉતર્યાં, તે માટે માન થયા વિના રહેતું નથી.

આ જાતના સાહસ અને અમુક પ્રકારની સિદ્ધિ પછી તમે વિનમ્ર બન્યા છો તે જોઇ વિશેષ આનંદ થાય છે. ફ્લાગમન જીરવવાની તમારી તાકાતને ધન્યવાદ ઘટે છે; મનુષ્ય ગમે તે પરાક્રમ કરે કે સિદ્ધિ મેળવે તે કેવળ ભગવદ્કૃપાનું જ ફળ છે—એ તમારી શ્રદ્ધા સ્તુતિપાત્ર લાગે છે. આ ભાવનાથી શિષ્યો સાથે તથા સહયોગીઓ (શિક્ષકો) સાથે તમારો સંબંધ નિર્મળ ને ઉન્નત જરૂર બનશે.

જ્યારે યુગપલટો થતો જાય છે, માધ્યમિક શિક્ષણનું કેન્દ્રસ્થાન બદલાતું જાય છે શિક્ષકો ને શિષ્યોના હક્કો ને માગણીઓ સબળ બનતાં જાય છે ત્યારે તમારે અવનવી ને આકરી કસોટીમાંથી પસાર થવાનું આવે છે; પરંતુ મને ખાતરી છે કે સાચા સમભાવથી, આત્મબળથી ને ઇષ્ટદેવમાં શ્રદ્ધાથી તમે સંસ્થાને નવીન તથા રમણીય ઝોક આપશો. જેથી તમે આદર્શ ભાવના તરફ વેગથી પ્રયાણ કરી શકશો. પરમાત્મા તમને સાઠ વર્ષ પૂરાં થાય ત્યારે બીજો વધારે સુંદર ઉત્સવ, ગુજરાતના એક અગ્રગણ્ય કેળવણીકાર તરીકે ઉજવવાનો શુભ અવસર આપે તે પ્રાર્થના સાથે વિરમું છું.

લિ. **રમણલાલ ક. યાજ્ઞિક**
ના સ્નેહવંદન.

# સાચો શિક્ષક

ભાઈશ્રી વિનાયકરાવને હું ઓળખતો થયો ત્યારથી મેં એમનામાં સાચા શિક્ષકનાં બીજ જોયાં છે. પાંચેક વર્ષો પહેલાં માધ્યમિક શાળાના શિક્ષકો માટે એક તાલીમ વર્ગ મેં શરૂ કર્યો હતો. મોટી સંખ્યામાં પોતાના શિક્ષકોને તાલીમ લેવા માટે મોકલવાનું સૌથી મોટું માન કોઈ પણ શાળાને મળતું હોય તો તે ટયુટોરિઅલ શાળાને મળે છે. આવેલા શિક્ષકોનું શિક્ષણ વિષયક જ્ઞાન પણ બહુ સુંદર હતું. પોતાની શાળાને શિક્ષણની દૃષ્ટિએ વધારે સંગીન બનાવવી એવી અભિલાષા ભાઈ વિનાયક હમેશા ધરાવતા આવ્યા છે.

ત્યાર પછી તો નાના મોટા પ્રસંગોએ તેમનો વધારે પરિચય મેં મેળવ્યો. હું જોઈ શકયો કે એમનામાં સાચા શિક્ષકનો જીવ છે. શિક્ષણ અને પોતાના વિદ્યાર્થીઓ સિવાય એમને બીજી કશી વાતમાં ઝાઝો રસ દેખાતો નથી. પરદેશોમાં આવા શિક્ષકો બહુ જ ઓછા હોય છે. છતાં તેમની કદર સૌથી વધારે થાય છે. આપણે ત્યાં આવા શિક્ષકો બહુ મોટી સંખ્યામાં નજરે પડતા નથી. છતાંયે લોકો એને જોઇએ તેવા સ્વરૂપમાં ઓળખી શકતા નથી. જેમ વૈજ્ઞાનિક મનોદશાવાળી એક માતા સો શિક્ષકની ગરજ સારે છે તેવી જ રીતે સોએ સો ટકા સ્વરૂપે શિક્ષક, સો સમાજ-સેવકોની ગરજ સારી શકે છે. પોતાની પાસે રહીને ભણુતા વિદ્યાર્થીઓ ઉપર જીવનસંગ્રામમાં ટકી રહેવાની ઉંડી છાપ પાડીને ભવિષ્યના સાચા નાગરિકો તૈયાર કરવાનું કામ એવો શિક્ષક સહેલાઈથી કરી શકે છે.

વિદ્યાર્થીઓનો વિશ્વાસ સંપાદન કરવો એ સહેલું કામ નથી. વિશ્વાસ વિના વિદ્યાથ.ઓનો પ્રેમ મેળવી શકાતો નથી. પ્રેમ અને વિશ્વાસ મેળવવા માટે સાચું સાધન વિદ્યાર્થીઓની એકધારી સેવાને ગણી શકાય. એવી સેવા કરવાની મૌલિક વૃત્તિ આ શાળાના સંચાલક અને શિક્ષકોમાં સારા પ્રમાણુમાં જોવામાં આવી છે. આવી શાળા પોતાનો રૌપ્ય મહોત્સવ ઉજવે તે દરેક રીતે યથાર્થ ગણાય. મારા જેવા શાળાના અનેક શુભચિંતકો આ ઉત્સવ પ્રસંગે પોતાની શુભાશિષો મોકલશે અને શાળાનો ઉત્કર્ષ ઇચ્છશે.

**હરભાઇ ત્રિવેદી**



**ભાઇશ્રી વિનાયકરાવ ત્રિવેદીને,**

સસ્નેહ નમસ્કાર.

વિશેષ આપનો ટયુટોરિઅલ હાઇસ્કૂલનો રજતમહોત્સવ ટૂંક સમયમાં ઉજવાશે એ જાણીને ઘણોજ આનંદ થયો. આપની શાળામાં લગભગ છ વર્ષો સુધી હું શિક્ષક તરીકે રહ્યો હતો, તેથી તે શાળાને વિષે મારા હૃદયમાં મમત્વ ઉત્પન્ન થાય એ સ્વાભાવિક છે. તેમાં વળી આપના જેવા આદર્શવાદી અને સૌજન્યશાલી સદ્‌ગૃહસ્થ શાળાના મુખ્યાધિકારી હોવાથી શાળાનું કાર્યતંત્ર ઘણું જ સરસ ચાલતું હતું, એ મારો સ્વાનુભવ હોવાથી પણ આપની શાળાને વિષે મારા મનમાં આદરભાવ છે એમ હું વિના સંકોચ કહી શકું છું. આપનો આદર્શ શાળામાં પ્રત્યક્ષરૂપમાં દેખાય એવી મારી હાર્દિક ઇચ્છા છે.

આપનો સ્નેહાધીન

**રા. બ. આઠવલે**

# પ્રિન્સિપાલ વિનાયકરાવનાં આભારદર્શન, અભિનંદન અને આશીર્વચન

પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી ટ્યુટોરિઅલ હાઈસ્કૂલ પોતાની કારકિર્દીનાં પચીસ વર્ષ પૂરાં કરી રૌપ્ય મહોત્સવ ઉજવે છે તે માંગલિક પ્રસંગે શાળાના જૂના તથા નવા વિદ્યાર્થીઓ અને શિક્ષકભાઇઓ, મિત્રો, સ્નેહીઓ તથા શુભેચ્છકોને મારાં સપ્રેમ અભિનંદન પાઠવું છું.

**પ્રોત્સાહકો અને સલાહકાર મહાશયોને**—વિનમ્ર વિનંતિ કે આપ સર્વનાં પ્રોત્સાહન અને સલાહથી શાળા પચીશ વર્ષ પૂરાં કરી મહોત્સવ ઉજવવા ભાગ્યશાળી થઇ છે. ઉપકાર ઋણ-મુક્ત થવાને અશક્ત હોવાથી હું આપ સર્વને-સદેહ તથા વિદેહ બધાને-બહુ માનપૂર્વક આભારની અંજલિ અર્પું છું તે સ્વીકારશો.

**લેખકોને**—રૌપ્ય મહોત્સવ અંકમાં પોતાના લેખો આપી જે ભાઇબ્હેનોએ પોતાના પ્રેમને મૂર્ત સ્વરૂપમાં દર્શાવ્યો છે તેમનો હું ઋણી છું. પ્રેમ અને પક્ષપાતથી જે મમતાભર્યા શબ્દો શાળા, હેડમાસ્તર સાહેબ અને મારા વિષે કહેવામાં આવ્યા છે તેને માટે શું કહું ?

જૂના **વિદ્યાર્થીઓને**—શાળા સાથેનો સંબંધ જેવો જાળવ્યો છે તેવો જાળવી રાખી તેની પ્રગતિમાં બનતો સાથ આપશો એ વિનંતિ છે.

ચાલુ **વિદ્યાર્થીઓને**—તમારાં ચારિત્ર્ય, અભ્યાસ, અને વર્તનથી શાળાની કીર્તિ વધારે ઉજ્જવળ કરો એ માગણી અને સર્વાંગીણ વિકાસ સાધી સંપૂર્ણ રીતે સુખી થાઓ એ આશિષ્.

**વાલી સાહેબો, વડીલો, મિત્રો** અને **સ્નેહીઓને**—આપની સહાનુભૂતિ અને સલાહ આપતા રહી શાળાની ત્રુટીઓ દૂર કરવામાં સહાયતા આપશો એ નમ્ર વિનંતિ છે.

**શિક્ષક મંડળને**—શિક્ષણ અને કેળવણીના પવિત્ર કાર્યમાં અદ્યતન દષ્ટિબિંદુ, અનુભવ અને વિચારો, ઉંચામાં ઉંચી કર્તવ્યબુદ્ધિ, અદમ્ય ઉત્સાહ અને અથાગ મહેનતથી આ કાર્યક્ષેત્રને તેજસ્વી બનાવશો અને જે પ્રેમભર્યો સહકાર અને અત્યાર સુધી આપ્યો છે તે બહલાવી સમાજ, શિષ્યો અને શાળા પ્રત્યેની ફરજ અદા કરી કૃતકૃત્ય થશો એ વિનંતિ છે. શાળા તમારા પ્રત્યેની ફરજ અદા કરતી આવી છે અને કરશે તેની ખાતરી આપું છું.

જે પરમકૃપાળુ પરમાત્મા મારા સદ્‌ગુરૂ શ્રી શાસ્ત્રી મહારાજ શ્રી યજ્ઞપુરૂષદાસજી મહારાજદ્વારા અખંડ કાર્ય કરી રહેલ છે તેમને કોટાનકોટિ દંડવત્ પ્રણામ હો !



ટ્યુટોરિઅલ હાઇસ્કૂલના પ્રિન્સિપાલ સાહેબ



શ્રી. વિનાયકરાય શિવપ્રસાદ ત્રિવેદી બી. એ., એસ. ટી. સી ડી.

# આ શાળાના સંચાલક

## એક અર્ઘ્ય

લેખક
પ્રો. એન. જી. ખારોડ
બી.એ., એલએલ. બી.

સને ૧૯૧૬ની સાલમાં આ શાળામાં હું વિદ્યાર્થી તરીકે દાખલ થયો ત્યારથી આજ સુધી મ્હારે આ શાળા સાથે બહુ મીઠો સંબંધ ચાલુ રહ્યો છે. સને ૧૯૧૫થી ૧૯૧૭ની આખર સુધી મ્હારા પૂજ્ય કાકા શ્રી. ભગવંતરાય ખારોડ આ શાળામાં એક અગ્રગણ્ય શિક્ષક હતા. વિદ્યાર્થીઓનો તેમ શિક્ષક–મંડળનો તેઓના પ્રત્યે અત્યંત પક્ષપાત અને આદરભાવ હતો, અને તેથી તેઓના સંબંધી તરીકે શાળાના સંચાલક અને પ્રણેતા પૂ. શ્રી. વિનાયકરાવના તેમ શાળાના અગ્રગણ્ય શિક્ષકોના બહુ નિકટ પરિચયમાં આવવાની સુંદર તક મને પ્રાપ્ત થએલી.

વિદ્યાર્થી–જીવનમાં વિદ્યા પ્રતિ અનુરાગ, શિક્ષકો પ્રત્યે માન–દૃષ્ટિ, સ્વાશ્રય, સ્વમાન, શિસ્તપાલન, આ તથા આવા અનેકવિધ આદર્શ કેળવણીનાં મહત્વનાં ધ્યેયો સમજવાની, લાયકાત મુજબ ગ્રહણ કરી જીવનમાં ઘટાવવાની ઉચ્ચ ભૂમિકા આ શાળામાંથી મને મળેલી છે. આ શાળાનો હું ઋણી છું.

પ્રારંભકાળમાં નાનાં મોટાં અનેક સંકટોમાંથી આ શાળા પસાર થઈ છે. વાત્સલ્યભાવથી, અખૂટ ધૈર્ય અને પરિશ્રમથી આ સંતાનને ઉછેરી શ્રી. વિનુભાઈએ મોટું કર્યું છે. શાળા સિવાય અન્ય કોઈ પ્રવૃત્તિ તેઓને હોય તેમ જણાતું નથી. શાળાને સર્વાંગે સંગીન અને અધિકતમ સુંદર બનાવવામાં તેઓનાં સર્વ આશ–અભિલાષ સમાઈ જાય છે. તેઓની એકમાર્ગી, એકનિષ્ઠ આદર્શ ભક્તિ વંદનીય છે.

અને શ્રી. વિનાયકરાવના સંસ્કાર, તપ અને શક્તિઓના નિચોડસમ આ શાળા પચીસ વર્ષની જ્વલંત કારકીર્દી ઉજવે છે. શાળા માટે શ્રી. વિનાયકરાવ માટે, અને શાળાના ઉત્કર્ષમાં રસ લેતા તમામ નવા જુના વિદ્યાર્થીઓ, હિતેચ્છુઓ માટે આ ધન્ય અવસર છે. આ શાળાનો ઇતિહાસ એટલે એક વ્યક્તિનો ઇતિહાસ–શ્રી. વિનુભાઈના જીવનકાર્યનો પ્રાણવાન ઇતિહાસ છે.

શ્રી. વિનાયકરાવ સાચા કેળવણીકાર છે, બહુશ્રુત છે, ગુણપૂજક છે. વિદ્યાર્થીઓ જ શાળાનું નક્કર, ને શાશ્વત ધન છે એમ તેઓ હરહમેશ માનતા આવ્યા છે. વિદ્યાર્થીઓનાં હીર તેઓ સહજમાં પારખી લે છે, કસોટીએ ચડાવી પ્રોત્સાહન આપે છે, અભ્યાસ–ક્રમ

અને જીવન-ક્રમમાં પોતાના વિદ્યાર્થીઓના વિકાસમાં તેઓ રાચે છે, વિદ્યાર્થીઓના ઉત્કર્ષમાં તેઓ શાળાનું ગૌરવ સમજે છે. જુના વિદ્યાથીઓનો સમાગમ થતાં, તેઓની જીવનપ્રવૃત્તિની ઝીણી વિગતોની અત્યંત રસ અને આત્મીય ભાવથી માહિતી માગે છે, તેમની આંખો હસી ઉઠે છે, અંતરની નિર્મળ, નિઃસ્વાર્થ પ્રીતિનાં અમી તેમાંથી ઝરે છે. હરેક વિદ્યાર્થીનો આ અનુભવ છે, વિશિષ્ટ લ્હાવો છે.

કહેવાય છે કે શ્રી. વિનુભાઇ સવારમાં ચાર વાગે ઉઠે છે અને વિદ્યાર્થીઓના નિબંધો તપાસે છે તેમ મોડી રાતે સૂતા પહેલાં દરરોજનું નિર્ણીત કાર્ય પૂરૂં કરે છે. પ્રાસંગિક વાર્તાલાપ સિવાય વધારે બોલવાની તેમને ટેવ નથી. હળવી વાતો પ્રત્યે તેમણે ઉદાસીનતા કેળવી છે તેમનામાં વિનોદ ક્વચિત જ નજરે પડે છે. શાળાની અંદર સૌથી પહેલા તેઓ આવે છે, સૌથી છેલ્લા જાય છે અને તે વખત દરમ્યાન એક ક્ષણ પણ તેઓ નકામી પસાર થવા દેતા નથી. પ્રવૃત્તિમય, ગંભીર, નિશ્ચલ ધ્યેય પ્રતિ આગળ ને આગળ ધપતા કોઇ કર્તવ્યનિષ્ઠ સૈનિકનું માનસિક ચિત્ર જોઇતું હોય તો, ઘણે અંશે શ્રી. વિનુભાઈ પૂરૂં પાડી શકે એમ મને હંમેશાં લાગ્યું છે.

શિક્ષક તરીકે શ્રી. વિનુભાઇ બહુ કડક છે; નિયમસર, પદ્ધતિસર અભ્યાસ અને શિક્ષણના આગ્રહી હિમાયતી છે. શિક્ષકમાં કે શિષ્યમાં કોઈ પ્રકારની ઉદાસીનતા, શિથિલતા તેઓ નભાવી લેવા તૈયાર નથી. પાઠ્ય પુસ્તકોમાં જ તેઓનું શિક્ષણ સમાઈ જતું નથી. હરેક પ્રશ્ન કે કથનને ઝીણવટથી, સર્વગ્રાહી દષ્ટિથી તપાસી તેનું તુલનાત્મક મૂલ્ય વિદ્યાર્થીઓ સમક્ષ રજુ કરવા તેઓ હમેશ પ્રયત્નશીલ હોય છે. તેમના શિક્ષણથી કાંઇક વધારે જાણવાની, વધારે ઉંડો તેમ બહોળો અભ્યાસ કરવાની, વ્યક્તિત્વ વધારે સુંદર અને આકર્ષક બનાવવાની ઉત્કંઠા સહજ ઉદ્‌ભવે છે. મ્હારી નમ્ર માન્યતા પ્રમાણે જે શિક્ષક આવો રસ ઉત્પન્ન કરી શકે, આવી પ્રેરણા આપી શકે, તે જ ખરો શિક્ષક છે. આવા વિરલ શિક્ષકોની પંક્તિમાં શ્રી. વિનુભાઇને જરૂર ગૌરવભર્યું સ્થાન છે.

અને છતાં, આટલી વિદ્વત્તા અને ધગશ સાથે તેઓની શિક્ષણ-પદ્ધતિમાં કાંઇક વિશેષ મૃદુતા, કાંઇક પ્રાસંગિક હાસ્યરસ, મર્મ અને વિનોદનો સુમેળ ઈશ્વરે સાધ્યો હોત તો તેઓનું શિક્ષણ અત્યંત રસપ્રદ લેખાત.

સ્વગુણ, પોતાના અવિરત પરિશ્રમ અને સેવાઓને ગૌણ ગણી, વિદ્યાર્થીઓને જ શાળાનો પ્રાણ માની યશ આપનારા અને શાળાની ઉચ્ચ કોટિની આબરૂ અને વિકાસમાં પોતાનું જીવનસાફલ્ય સમજતા ગુજરાતના આ પ્રખર કેળવણીકાર, સર્જન અને મ્હારા પ્રેમાળ પૂજ્ય ગુરૂને જાહેર રીતે પ્રણિપાત કરી, તેમની આશિષ મેળવી, યત્કિંચિત ઋણમુક્ત થવાની આ અમૂલ્ય તક "રૌપ્ય મહોત્સવ અંક" ના તંત્રીમંડળે મને આપી છે તે માટે હું તેમનો આભારી છું.

---

શાળાના હાલના હેડમાસ્તર સાહેબ



શ્રીયુત ચંદુલાલ શિવપ્રસાદ ત્રિવેદી બી. એ.

# શ્રીયુત ચંદુભાઈ

## —શાળાના વ્યવહારમાં તેમનો ફાળો

— લેખક —


**શ્રી. ખેંગારજી કા. ચૌહાણ**
બી. એ.


એક ઘર પણ વ્યવસ્થિત રીતે ચલાવવામાં કેટલી બધી આંટીઘુંટીઓ આવે છે તે દરેક ગૃહસ્થ સારી પેઠે સમજે છે. વ્યવહારના નાના મોટા પ્રસંગો સાચવવા, ઘરમાં તમામનું મન જાળવવું, બધાંને રાજી રાખવાં, છતાં તેમનું ક્યારેય અહિત ન થાય તે ઉપર સતત જોતા રહેવું, ઘરની બાબતો ઉપર ચીવટભરી નજર રાખવી, ઘરના માણસોના સ્વભાવ, મિજાજ તથા માનસની ત્રુટિઓને અંગે ઉપસ્થિત થતી મુશ્કેલીઓને શાંતિપૂર્વક કુનેહથી તથા સહૃદયતાથી ઉકેલવી—આ બધું એકાદ ઘરના મોટેરા માટે કેટલું અટપટું છે તે દરેક જણ જાણે છે. તે ઉપરથી, જ્યાં સેંકડો વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હોય તેમને સાચવવાના હોય, તેમની સાથે માનસશાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરી વર્તવાનું હોય, પચાસ સાઠ શિક્ષકો કામ કરતા હોય, તેમની સાથે સર્વને લાભદાયી નીવડે તથા અનુકૂળ પડે તે રીતે કામ લેવાનું હોય, તેમજ એક બાજુ ભિન્ન ભિન્ન પ્રકૃતિના વાલીઓ કે માબાપોને તથા બીજી બાજુ તીવ્ર સરકારી વિદ્યાધિકારીઓને સંતોષવાના હોય, તેવી શાળા જેવી જાહેર સંસ્થાના ઉપરી શિક્ષક તરીકે કામ કરનારની જવાબદારી કેટલી બધી હોય તે સહેજે કલ્પી શકાય તેમ છે. શ્રીયુત ચંદુભાઈ ટયુટોરિઅલ હાઈસ્કૂલ જેવી આવી એક જબરજસ્ત શાળાના આવા વડા શિક્ષક તરીકે છેલ્લાં વીસ વર્ષથી કામ કરી રહ્યા છે.

શાળાના વડા શિક્ષક માટે જો કોઈ પણ બાબત તેમની શક્તિનો ખરેખરો કસ કાઢે તેવી હોય તો તે ચિત્રવિચિત્ર ટેવ, સ્વભાવ તથા ખોપરીવાળા કિશોરો સાથે કામ લેવું તે છે. ગમે તેવાનાં પાણી અહીં ઘણીવાર મપાઈ જાય છે. બારસો પંદરસો જેટલા વિદ્યાર્થીઓ ઉપર નજર રાખવી, તેમને ખબર ન પડે તથા તેમના સ્વમાનની લાગણીને ધક્કો ન લાગે તેમ તેમની હીલચાલ ઉપર ચોકસાઇથી તપાસ રાખવી, કયો વિદ્યાર્થી કેવી રીતે અને ક્યાં ફરે હરે છે, તેના આજુબાજુના સંબંધ કેવા પ્રકારના છે, કયો છોકરો વર્તનમાં ભારે પડે તેવો છે, અથવા ભવિષ્યમાં બધાને ઘોળી પી જાય તેવો નીવડે તેમ છે—આ બાબત સફળતાપૂર્વક હાથ ધરવામાં રા. ચંદુભાઈ પોલીસ ખાતાના કાબેલ અમલદાર જેવા (તે ખાતાની સખ્તાઇ બાદ કરતાં) ખુશીથી કહી શકાય.

જ્યારે રા. વિનુભાઈ પ્રત્યે સર્વને આદર અને તેમાંથી ઉદ્‌ભવતી તારીફ તથા પ્રેમની ભાવના છે, ત્યારે શાળામાં સર્વ કોઈનો રા. ચંદુભાઈ પ્રત્યે એક વડીલ મિત્ર જેવો પ્રેમ સહેજે જોઈ શકાય છે. આનું એક કારણ તો એ છે કે રા. ચંદુભાઈ અભ્યાસની બાબત ઉપરાંત વિદ્યાર્થી તેમજ તમામ મદદનીશ શિક્ષકો સાથે રસ તેમજ મમતાપૂર્વક ભળી શકે છે. મોટી શાળાના ઊપરી તરીકે જે વસ્તુ ખાસ અને પ્રથમ જોઈએ તે શ્રી. ચંદુભાઈમાં આ રીતે કુદરતી અને સ્વભાવજનિત છે.

આ ગુણ રા. ચંદુભાઈમાં તેમના ક્રિકેટના સુંદર ખેલાડીપણાને લીધે હોય તેમ પણ બનવાજોગ છે. ક્રિકેટ તથા અન્ય રમતગમતો માટે શ્રી. ચંદુભાઈને

અપાર પ્રેમ છે. ક્રિકેટ તથા રમતગમતો વગેરે માટે ઉદાર ખર્ચ શાળા રાખે છે તે પણ આ બન્ને ભાઈઓના (રા. ચંદુભાઈ તથા રા. વિનુભાઈના) આ રમતની સુંદર આવડ, શોખ, ઉદારતા તથા વિદ્યાર્થીઓમાં મરદાનગી તથા બુદ્ધિ કેળવવાના ઉચ્ચ આશયને આભારી છે. આથી જ ક્રિકેટ મેચમાં સારા 'રન' કરી જનાર, અથવા સુંદર 'બોલીંગ' કરનાર, અથવા સામાન્ય 'પ્રેકટીસ' વખતે પણ 'ફોરવર્ડ ડ્રાઇવ' ઉત્તમ 'કેચ' કે 'ફીલ્ડીંગ' કરનારને જોતાં જ રા. ચંદુભાઈ તે ખેલાડી ઉપર ફીદા થાય છે. તેને અંગત રસ લઈ શીખવે છે; અનેક રીતે પ્રોત્સાહન આપે છે. આ જ ગુણને લીધે શાળાની અન્ય પ્રવૃત્તિઓમાં જેટલો ફાળો શ્રીયુત ચંદુભાઈનો હોય છે તેટલો ફાળો અંગત કોઈ પણ કાર્યકર્તા વ્યક્તિનો ભાગ્યે જ હોય છે. શાળાના વાર્ષિક સમારંભો, રમતગમતો તથા તમામ અન્ય બાબતોના શ્રી. ચંદુભાઈ લગભગ પ્રાણ સમાન બની રહે છે. બાળકોમાં બાળક પેઠે ભળી જવાની શકિત, જરૂર પડે કુનેહપૂર્વક તેમને સમજાવી વશ કરવાની આવડ, કયારેક અંગત મદદ આપી યા રસ લઈ પ્રોત્સાહન આપવાની કળા તથા જાતે ગમે તે અગવડ વેઠી લઈ બાળકોને તથા અન્ય મદદનીશ શિક્ષકોને સગવડ આપવાની ઉદારવૃત્તિથી શાળાની શિક્ષણ ઉપરાંતની પણ તમામ હિલચાલમાં રા. ચંદુભાઈનો હિસ્સો સર્વેનું ધ્યાન ખેંચે તેવો અજોડ બની રહે છે.

શાળાના શિક્ષણની બાબત દેખીતી રીતે તો શ્રી. વિનાયકરાવ પોતાની અંગત દેખરેખ નીચે પોતાના હાથમાં જ રાખે છે, તેમ જણાય ખરું; છતાં પણ શ્રીયુત વિનુભાઇના કેળવણીના ઉચ્ચ આદર્શને શાળામાં વ્યવહારમાં મૂકવામાં રા. ચંદુભાઈનો, વિદ્યાર્થીઓનો, શિક્ષકોનો તથા શાળા અંગેની બાબતોનો લાંબો અનુભવ તથા તેમાંથી જન્મતી વ્યવહારકુશળતા અતિશય મદદગાર છે, તેમ બારીકીથી જોનારને તુરત માલમ પડયા વિના રહે જ નહિ. એક સામાન્ય નિયમ એ છે કે આદર્શવાદી માણસને તેના આદર્શને બીજાઓએ વ્યવહારમાં મૂકવામાં આવતી મુશ્કેલીઓ નિખાલસપણે અગાઉથી અથવા ત્યાર પછી રફતે રફતે પણ જણાવનાર કોઈ ન હોય તો તેવા આદર્શો કયારેક વિપરીતતામાં પરિણમવાનો ભય રહે છે. આદર્શવાદીઓ કયારેક પોતાના ગમનગામી આદર્શોની ધગશમાં કયા સંજોગોમાં, કોની આગળ, કોને હાથે તથા કયે સ્થળે તે વ્યવહારમાં મૂકવાના હોય છે, તે બાબતની દૃષ્ટિમાં કયારેક ચૂક ખાઈ જવા સંભવ છે. વળી ઘણીવાર એ ધગશ એટલી બધી હોય છે કે તેનાથી જરાયે વિરુદ્ધ બોલનારને કદાચ જોખમ ખેડયા જેવું થઇ પડે છે. પરંતુ રા. ચંદુભાઈનો રા. વિનુભાઈ સાથેનો સહોદર સંબંધ તથા તેમના પ્રત્યે અપાર હાર્દિક ભાવ, આદર તથા વિનય, શ્રી. વિનાયકરાવની ધગશની રુખ જાણી, તેમની કેટલીક ઇચ્છાઓને તથા સૂચનાઓને અમલમાં મૂકવામાં ઉપસ્થિત થતી મુશ્કેલીઓ ઉચિત રીતે બહુ જ વિવેકપૂર્વક તેમની આગળ ધરવાની કુનેહથી, તથા તેની વ્યવહારુ શકયતા મુજબ મદદનીશ શિક્ષકોમાં તે પ્રવર્તાવવાની ઉલટ તથા ચીવટથી, પ્રિન્સિપાલ વિનાયકરાવના કેળવણી ઉપરના વિચારો તથા આદર્શો યોગ્ય વ્યવહારુ ફતેહમાં પરિણમવા સમર્થ થાય છે તેમ કહીએ તો તેમાં જરાય ખોટું નથી. શ્રી. વિનાયકરાવનું જીવન કેળવણી તથા વિદ્યાર્થી માટે ઉંચામાં ઉંચા આદર્શ સાધવાના હેતુ ઉપર જ વ્યવસ્થિત છે. તે માટે તેઓ મદદનીશ શિક્ષકોની અથવા વિદ્યાર્થીની શિથિલતા પ્રત્યે કયારેક કડક જેવા લાગે તેવું પણ બને છે. પરંતુ એક બાજુ સામાન્ય શક્તિ તથા ઉત્સાહવાળા વિદ્યાર્થીઓ તથા મર્યાદિત કાર્યશક્તિવાળા શિક્ષકો તથા બીજી બાજુથી શ્રીયુત વિનાયકરાવના વેગ તથા તીવ્રતાવાળા ઉચ્ચ આદર્શો, તથા સૂચનાઓનો વ્યવહારુ સમન્વય તો સાચી સહનશીલતા, વ્યવહારકુશળતા અનુભવ તથા સામાની મુશ્કેલી પ્રત્યે અખંડ હમદર્દી તથા લાગણીવાળા શ્રીયુત ચંદુભાઈ જ કરાવી શકે.

આ શાળા પરત્વે શ્રીયુત વિનાયકરાવને એક આખાય (શાળારૂપી) કુટુંબનું સર્વપ્રકારે હિત ચાહ-

નાર અને તે માટે જ કાયમ પ્રયત્નશીલ દીર્ઘ દૃષ્ટિવાળા પિતા તરીકે કલ્પીએ તો શ્રીયુત ચંદુભાઈનું સ્થાન એ કુટુંબની એક મમતાળુ 'માતા' જેવું અનેરું જરૂર ગણાય. પિતા ઘણીવાર કડક માલૂમ પડે છે જ્યારે માતા કાયમ માટે સુગમ્ય છે. બાળક ગમે તેવી બાબતમાં માતા પાસે લાડ કરી શકે છે. તેમાં તેનો વિશ્વાસ છે. આ જ મુજબ વિદ્યાર્થીઓ તથા મદદનીશ શિક્ષકો શ્રીયુત ચંદુભાઇ પાસે પોતાની નાની મોટી કલ્પિત તથા સાચી મુશ્કેલીઓ લઇને વિના સંકોચે આવે છે. શ્રીયુત ચંદુભાઈની ઑફિસમાં જવું એટલે 'માતા' આગળ રાવ ખાવા જવું તે બરાબર તમામ શિક્ષકોને તથા વિદ્યાર્થીઓને થઇ પડે છે. અભ્યાસમાં બરાબર ધ્યાન ન આપનાર અને તેથી અઠવાડિક કે છમાસિક પરીક્ષામાં ઓછા માર્ક મેળવી પ્રિન્સિપાલ સાહેબે 'ફ્રીશીપ' માટે નક્કી કરી રાખેલી આવડતની કક્ષાએ ન પહોંચનાર વિદ્યાર્થી કદાચ ઝડપાઈ જાય અને 'ફ્રીશીપ' ગુમાવી બેસે, તો તે વિદ્યાર્થી તેથી ઉપસ્થિત થતી પોતાની વિટંબણા રા. ચંદુભાઈ પાસે આવીને રડે; રા. ચંદુભાઇ તે તેને પાછી અપાવી તેની બેદરકારી માટે મીઠો ઠપકો આપતા ઘણીવાર જણાય; કયારેક રા. વિનુભાઈ સાહેબની મક્કમતા અતિશય જણાય તો રા. ચંદુભાઈ પોતા પાસેથી ફી આપવાની ખાનગી ગોઠવણ પણ કરે. ટૂંકમાં, બેદરકાર પરંતુ ગરીબ વિદ્યાર્થીની મુશ્કેલીનો તોડ રા. ચંદુભાઈ પાસે થયા વિના ભાગ્યે જ રહે. શાળાની અમુક ખાસ પ્રવૃત્તિમાં કાંઈ વિશેષ ખર્ચ કરાવવું હોય કે સગવડ જોઈતી હોય, રાષ્ટ્રીય યા બીજા કોઇ ક્રિકેટની શિલ્ડ યા કપમેચની જીત જેવા ખાસ પ્રસંગે વિદ્યાર્થીઓ તેમજ શિક્ષકોને રજા માટે રુચિ થઈ આવી હોય, તો તે વ્યાજબી જણાતાં તે બાબત વિનાયકરાવ સાહેબ પાસે ઘટતી રીતે મૂકી તે માટેની મંજૂરી મેળવવા માટેની આશા તથા તેની ફળીભૂતતનો બધાનો મદાર રા. ચંદુભાઈ ઉપર જ હોય. તદુપરાંત શાળાના કોઈ શિક્ષક બંધુને ઘરની મુશ્કેલીઓને અંગે રજા વિગેરેની બાબતમાં તથા શાળામાંના પોતાના કામ (Time Table ) બાબતની મુશ્કેલીઓ માટે રાહતભરી તથા સગા ભાઈ જેવી મમતાવાળી દૃષ્ટિ માટે રા. ચંદુભાઈ જેવા ઉપરી શિક્ષક ભાગ્યે જ કોઈ શાળાને હશે.

આ તો થઈ રા. ચંદુભાઈના ઉદાર, દયાળુ તથા મમતાળુ હૃદયની વાત. પરંતુ શિક્ષણની બાબતમાં રા. ચંદુભાઈ પોતાના વિષયોમાં સુંદર રસ ઉત્પન્ન કરી શકે છે. યુનિવર્સિટી માટે પોતાના વિદ્યાર્થીઓને ઇતિહાસ તથા ભૂગોળના વિષયોમાં દર વર્ષે છેવટમાં સવાલો આપે છે, તેમાંના મોટે ભાગે પરીક્ષામાં આવે જ આવે, તેવો અનુભવ પ્રતિવર્ષના તેમના વિદ્યાર્થીઓનો છે. પાઠયપુસ્તકનાં જ્ઞાન ઉપરાંત બહારનું જ્ઞાન શિક્ષકે પોતાના પાઠ દરમિયાન આપવું જોઈએ તે તેમની ખાસ માન્યતા છે. અંગ્રેજી તથા ગુજરાતી ભાષા ઉપરનો તેમનો કાબુ તથા સરળતા પ્રશંસા ઉત્પન્ન કરે તેવાં છે. 'ફીલોસોફી' તેમનો બી. એ. નો ખાસ વિષય જાણતાં ઘણા તાજ્જુબ થયા છે. હાસ્યરસ (Humour) તથા વાક્ચાતુર્ય (Wit) તેમનામાં સહજ છે. દરેક બાબતમાં વ્યવહારુપણે વિચાર કરવો તે રા. ચંદુભાઈનું ખાસ લક્ષણ છે. દરેક વસ્તુને રમુજપૂર્વક રજુ કરવાની પદ્ધતિથી ક્યારેક રા. ચંદુભાઈ 'સામાન્ય' જેવા જણાય, પરંતુ આ ગુણ તેમને તેમના વિદ્યાર્થિગણ તથા મદદનીશ શિક્ષકોમાં સમભાવથી ભેળવી શકે છે.

છતાં ચંદુભાઇ વિદ્યાર્થીનાં શિસ્ત તેમજ ચારિત્ર્યકેળવણીમાં જરાય શિથિલ નથી. શિસ્તભંગ તથા વર્તનમાં અવિનય માટે શ્રીયુત ચંદુભાઈ જોઈએ તેવા આકરા પણ બની શકે છે. ક્યારેક ગુનેગાર વિદ્યાર્થી તરફ તો ક્યારેક મદદનીશ શિક્ષકની કર્તવ્યશિથિલતા પ્રત્યે શ્રી. ચંદુભાઈ ગરમ થઈ 'ધુંઆપુંઆ' પણ થઈ જાય છે. તે વખતે વિદ્યાર્થીને તથા તમામને તેમને શું નથી ગમતું તે સમજી જવું પડે છે. આ રીતે શ્રી. ચંદુભાઈમાં તેમની જવાબદારીભર્યા તથા કોમળ હોદ્દાને યોગ્ય '**ભીમ**'તા તથા '**કાન્ત**'તા સમાએલ છે.

છતાં શ્રી. ચંદુભાઈ ક્યારેય પણ વિવેક યા વિનય

રહિત ન જ બને. ગમે તેવા પ્રસંગે ગમે તે વર્ગમાં યા પોતાની ઑફિસમાં મદદનીશ શિક્ષકને 'સર' સિવાય તેમનું સંબોધન કયારેય ન જ હોય. વિદ્યાર્થીને ઠપકો આપવો હોય તેમાં પણ માન તથા પ્રેમ તેમની વાતમાં તરવરે. શિક્ષકને કાંઈ કહેવું હોય તે પણ વિનયપૂર્વક જ. છતાં, શ્રી. ચંદુભાઈમાં કોઈવાર સખ્તાઇ જેવું જણાય, તો તે કેવળ ક્ષણ-ભરની જ. તેમાં ડંખ જેવું મળે જ નહિ. કદાચ ઠપકો આપવામાં પણ પોતે જ ઉતાવળથી કાંઈ ભૂલ કરી છે તેમ જણાય, તો તે માટે નિખાલસપણે પોતાની ભૂલ કબૂલ કરવામાં કે દિલગીરી વ્યક્ત કરવામાં શ્રી. ચંદુભાઈને પોતાના હોદ્દાના મર્તબાનો ખ્યાલ જરાય આડો કદી ન આવે. કોઈની પણ ભૂલચૂક માટે દરગુજર કરવું તે તેમનું કાયમનું 'અંગ' છે. આ શ્રી ચંદુભાઈનું સૌજન્ય.

આવા પ્રેમાળ અંતઃકરણવાળા તથા ઉદાર અને માયાળુ હેડમાસ્તરથી આ સંસ્થા પ્રમોદાઈ રહી છે. પ્રભુ તેમને દીર્ઘાયુ તથા વધુ ને વધુ કાર્યશક્તિ આપી શાળાના આ પ્રમોદ તથા ઉત્કર્ષમાં વૃદ્ધિ કરે તેવી તે મહા દયાળુ તથા સર્વસમર્થને અંતરની અભ્યર્થના છે.

---

# શાળા ચિત્ર

લેખક

**પ્રોફેસર વીરમિત્ર ભીમરાવ દીવેટીયા**
એમ. એ. (મુંબઇ), બી. એ. (કેન્ટાબ)

થોડાક દિવસો ઉપર 'ભારત કલા મંડળ' તરફથી ભરાએલા મહર્ષિ નિકોલસ રોરીકનાં મનોહારી અને અતિ-આકર્ષક હિમાલય પ્રદેશનાં દશ્યોનાં સુંદર ચિત્રોના પ્રદર્શનને અંગે ડૉ. કઝિન્સે તેમના એક ભાષણમાં કહ્યું હતું કે " Uniformity means death, Unity means life." "એકરૂપતા એટલે મૃત્યુ, એકતા એટલે જીવન."

આ સૂત્રમાં એક અતિગૂઢ સત્યનો અનુભવ થતો દેખાય છે. કલાવિધાનના સમયે કલાવિધાયકનું હૃદય અનેરાં આંદોલનોને ઝોલે ડોલતું દેખાય છે, પરંતુ એ આંદોલનોને કલાના મહાનિયમો લગાડવા એ કલાવિધાયકનું એક કર્તવ્ય છે. એ જ દૃષ્ટિબિંદુથી કોઈ ચિત્રકાર અનેક રંગરેષાથી ચિત્ર દોરી રહ્યા હોય છે તે સમયે આ સત્યને પોતાની ચિત્રકૃતિમાં ઉતારે છે, અને ત્યારે જ ખરેખર એ એક સિદ્ધ અને ઉત્કૃષ્ટ કલાકાર બને છે. એના કલાવિધાનમાં આ સત્ય-જે સ્હમજે છે ત્હેને-સહજ ત્હેવી કૃતિઓ પ્રત્યે આકર્ષે છે.

આ પ્રકારની એકતા સાધવા માટે ચિત્રકાર જે નિયમનને વશ થાય છે, અર્થાત્ તેનું નિઃશેષ પાલન કરે છે એ નિયમન (૧) મનોવૃત્તિઓ અથવા લાગણીઓ ( Emotions or Feelings )નું (૨) વિચાર (Thoughts) નું, (૩) પ્રાણ (Breath or Soul) નું, એમ ત્રણ પ્રકારનું હોય છે.

એકતા સાધવા માટે આ ત્રણે તત્ત્વો સમ્મિતતા સાધતાં હોવાં જોઇએ. એ તત્ત્વો વચ્ચે સહકાર કે સંહતિ ( Co-operation ) હોવાં જોઇએ. આપણે જાણીએ છીએ કે " संहतिः कार्यसाधिका " એ સૂત્રમાં આ સત્ય સર્વથા સમાએલું છે. અર્થાત્ એક કલાકારના કલાવિધાનમાં કે ચિત્રમાં એને જોતાં જ ચિત્રની સમીક્ષા કરનારને કાંઇક લાગણી થઈ આવે, વિચાર ઉદ્‌ભવે અને કોઈ પણ પ્રકારે જાણે નવું અને ન અનુભવેલું જીવનસૂત્ર શિખતાં હોઇએ એમ લાગે છે. તેમજ ચિત્રકારે પણ ઉપર દર્શાવેલા નિયમનને આધીન થઈ અમુક લાગણીને વશ થઈ, અમુક કલ્પના ધ્યાનમાં રાખી, ઉત્તમ વિચાર સાથે પોતાના પ્રાણ પૂરી એ ચિત્રનું વિધાન કરેલું જ હોય છે.

આ તો રંગરેષાએ દોરેલા ચિત્રની વાત. વિચાર કરતાં મ્હને લાગે છે કે આ કલાકારના નિયમનનું સત્ય અન્ય વિષયો પરત્વે પણ એટલું જ યથાર્થ રીતે ઉતરેલું હોય છે.

શાળા એટલે વિદ્યાર્થિજીવનને નિયમાનુસાર દોરનારી એક સંસ્થા. એ શાળામાં જે નિયમન સ્વીકાર્ય હોવું જોઇએ તે તથા ઉપર દર્શાવેલા કલાવિધાયકે ગ્રહણ કરેલા નિયમન વચ્ચે કાંઇક અંશે વસ્તુતઃ સામ્ય દેખાતું હોય એમ મ્હને લાગે છે. શાળા, અધ્યાપકો તથા વિદ્યાર્થિસમૂહને સમગ્ર જોતાં એક ચિત્ર હું કલ્પી શકું છું.

શાળામાં વિદ્યાર્થીઓ વચ્ચે પરસ્પર સ્નેહની વૃત્તિઓ તથા એ પ્રકારની લાગણીના અંકુર ઉદ્‌ભવ્યાંજ હોવાં જોઈએ, એ નિયમનનું પ્રથમ પગથિયું, વિદ્યાર્થી તેમજ અધ્યાપકો વચ્ચે પરસ્પરાવલંબી વિચાર-વિનિમયનું એકધાર્યું વહેણ—જેમ ચિત્રદ્રષ્ટા તથા ચિત્રકાર વચ્ચે થઇ શકે છે તેમ—એ બીજું પગથિયું, અને અધ્યાપકો વિદ્યાર્થિજીવનના ઉત્કર્ષ માટે પ્રાણ પાથરે, તથા વિદ્યાર્થીઓ પોતાના અધ્યાપકો માટે પ્રાણ અર્પણ કરે એ પ્રકારનો પ્રાણઅર્પણનો વિનિમય એ ત્રીજા અને અત્યુત્તમ પ્રકારનું પગથિયું ગણી શકાય.

આ દૃષ્ટિએ શાળામાં વિદ્યાર્થી તથા અધ્યાપકની એકતા સધાય તો એ શાળાનું ચિત્ર કેટલું સુંદર તથા આકર્ષક બને! આ પ્રકારની એકતાથી રંગાએલું વિદ્યાર્થિજીવન પણ ભવિષ્યમાં સાફલ્ય પ્રાપ્તિ ભરેલા માર્ગે સહેલાઈથી સંચરી શકે એ સ્વાભાવિક જ ગણી શકાય.

ટ્યુટોરિઅલ હાઇસ્કૂલના 'રજત–મહોત્સવ' પ્રસંગે પ્રભુ પાસે એટલી જ આપણી પ્રાર્થના હો કે આ શાળા આવા જ નિયમાનુસાર ચાલી દિન–પ્રતિદિન પ્રગતિ કરે, તેનો ઉત્કર્ષ થાય; તથા અમદાવાદની શિષ્ટ જનતા સમક્ષ આ શાળા એક અતિ સૌષ્ઠવ-ભર્યાં અને આકર્ષક ચિત્રરૂપ બની રહે.

**इति अलम् ।**

---

# ટૉલ્સ્ટૉય–કેળવણીકાર તરીકે

લે ખ ક
શ્રી. રતિલાલ મોહનલાલ ત્રિવેદી
બી. એ.

"Education is the spontaneous radiation of our life, our entire moral being upon the Child." —*Tolstoi.*

કેળવણી એ મનુષ્યના નૈતિક જીવનમાંથી આપોઆપ પ્રકટેલો બાળક ઉપર પડેલો પ્રકાશ છે. ટૉલ્સ્ટૉયનો આ અભિપ્રાય વિચારવા જેવો છે. એ અનુસાર ઉત્તમ કેળવણી આપવી એટલે પોતાની જાતને યોગ્ય શિક્ષણ આપી સુધારવી. જગતનાં સર્વ શિક્ષણશાસ્ત્રો કરતાં આ માર્ગ વધારે સહેલો અને સાદો જણાય છે. પરંતુ જરા ઊંડો વિચાર કરતાં આ માર્ગ આકરો છે એમ પણ લાગે છે.

આપણી જાતને યોગ્ય રીતે ઉછેર્યા વગર આપણાં બાળકોને કે બીજાનાં બાળકોને ઉછેરવાનો નિર્ણય કરવો એ ગૂંચવણભરેલું અને કપરું કામ છે. જો આપણે એટલું સમજીએ કે આપણા પોતાના દાખલાથી આપણે બીજાને કેળવીએ છીએ તો કેળવણીનો પ્રશ્ન બાજુ ઉપર મૂકી આપણે પોતે જીવવું કેમ એ જ પ્રશ્ન વિચારવાનો રહે છે. આત્મશિક્ષણ એ બાળકેળવણી કે હરકોઇ કેળવણીનું મુખ્ય અંગ છે.

પોતાનો જીવતો જાગતો દાખલો બાળક પાસે રજુ કરવો એટલે બોલેલા શબ્દનો બહિષ્કાર કરવો એવો અર્થ નથી પરંતુ શિક્ષકની વાણી હૃદયની સાચી વાણી હોવી જોઈએ. એમાં અસ્તવ્યસ્તપણું કે પરિશ્રમ કે અનેક નિયમોની જાળો ન હોય. એ વાણી અંતરના ઊંડા ઝરણમાંથી ફૂટતી હોય, એમાં સચ્ચાઈ અને ગંભીરતા હોય; એમાં બોલનારનું ચિત્ત પોતાના વિષય ઉપર સંપૂર્ણ રીતે ચોંટેલું હોય; એમાં વિદ્યાર્થીઓના આત્માના અનેક પ્રદેશો ઉઘાડવાની જાદુઈ શક્તિ હોય. ટૂંકામાં આ વાણી શિક્ષકના નૈતિક આત્માના ઉચ્છ્વાસરૂપે હોવી જોઈએ.

ટૉલ્સ્ટૉયને મતે, કલા એ કેળવણી આપવાનું સર્વોત્તમ સાધન છે. કલામય વર્ણનો દ્વારા બાળકને ઇતિહાસ અને સૃષ્ટિજ્ઞાનના શિક્ષણમાં પ્રવેશ કરાવી શકાય. ધાર્મિક લાગણી સમજવામાં ટૉલ્સ્ટૉય સંગીત અથવા ચિત્રકલાનો સમાવેશ કરે છે.

પરંતુ જ્ઞાન આપવાની સામાન્ય રીત તો ભાષાઓજ છે. જે પુસ્તક વિષે વિદ્યાર્થીને કાંઈક પરિચય થયો હોય તે પુસ્તક વાંચવા માટે અને એનો સાધારણ અર્થ સમજવા માટે તેને પ્રેરવો જોઈએ. પછી જરૂરી શબ્દો, શબ્દોનાં મૂળ, અને વ્યાકરણનાં રૂપો વિષે વિદ્યાર્થીનું ધ્યાન દોરવું જોઇએ.

ખાસ કરીને લાગણીના સર્જનમાં કલાનો ઉપયોગ બહુ છે. આ લાગણી વિદ્યાર્થીમાં સંક્રાન્ત થતાંજ એનો નૈતિક આત્મા રસબોળ થઈ જાય છે, અને આત્મકેળવણીની ક્રિયા આપોઆપ ચાલવા માંડે છે.

કેળવણીમાં સહુથી મજબૂત સિદ્ધાન્ત સ્વાતન્ત્ર્ય છે. શિક્ષકો અને શિષ્યો બન્ને સ્વતંત્ર હોવા જોઇએ. પોતાના શિક્ષણના મુખ્ય કામ સિવાય ઈતર કાર્યમાંથી શિક્ષકો મુક્ત રહેવા જોઇએ. આમ મુક્ત થતાંજ તેઓ સ્વયં સ્ફૂર્તિથી કાર્ય કરી શકશે અને શિષ્યો સાથે પ્રેમ અને સદ્‌ભાવના સ્વાભાવિક બંધનથી જોડાશે. ત્યારેજ તેઓ પોતાના શિક્ષણકાર્યને અને બાળકોને સાચા દિલથી ચાહશે. જે આત્મત્યાગ કલાકારોને જીવનમાં કરવો પડે છે તેજ ત્યાગ ટૉલ્સ્ટૉય શિક્ષકો પાસેથી માગે છે. કલા અને કેળવણી ભિન્ન હોઈ શકે નહિ.

પરંતુ કેળવણીમાં સંપૂર્ણ સ્વાતંત્ર્ય શક્ય નથી કારણકે શિક્ષણમાં સૂચન (Suggestion) કર્યા સિવાય શિક્ષકને છૂટકો થતો નથી. આ સૂચન ઊર્ધ્વગામી અર્થાત્ શિષ્યનો આધ્યાત્મિક અને નૈતિક વિકાસ સાધનારું હોવું જોઈએ. શિક્ષક જાતે સાહિત્ય અને જીવનમાં જે ઉત્તમ અંશો છે તેથી મુગ્ધ થએલ હોય–તેથી રંગાએલો હોય–તો સૂચનો દ્વારા એ ઉત્તમતાનો શિષ્યોમાં સંચાર કરી શકે છે. આવાં કેટલાંક સૂચનોમાં ટૉલ્સ્ટૉય જીવનના સનાતન સત્યોનો સમાવેશ કરે છે. સહુથી પહેલો પ્રશ્ન એ, કે હું કોણ છું? અને આ અનંત વિશ્વ સાથે મારો શો સંબંધ છે? બીજો પ્રશ્ન એ, કે મારે શી રીતે જીવવું જોઈએ? સારૂં શું? ખોટું શું? ઈત્યાદિ.

---

# કેળવણીનો આદર્શ

લેખક

શ્રી. મધુસૂદન ચિમનલાલ મોદી

એમ. એ., એલ.એલ. બી.

કેળવણીનો આદર્શ વિમુક્તિ છે. આપણે આપણાં જ રચેલાં જાળાઓમાં ઘણીવાર ફસાઈ જઈએ છીએ અને ઉન્નતદર્શનના વિરોધી બનીએ છીએ. કેળવણી આપણને તે જાળામાં ફસાતાં-ઝકડાઈ જતાં-રોકે અને સદાય મુક્ત રાખે, તો જ તે ખરી કેળવણી કહેવાય.

કેળવણીનો મુખ્ય આદર્શ સ્પષ્ટ સ્વરૂપમાં આપણી વિઘાતક વૃત્તિઓનું નિયમન કરવામાં છે. લોભ, મોહ ઈર્ષ્યા વગેરે વૃત્તિઓ વિઘાતક વૃત્તિઓમાં ગણી શકાય. આ વૃત્તિઓ વ્યક્તિઓમાં જ નહિ, પણ સમાજોમાં અને પ્રજાઓમાં પણ વસેલી છે. આ વૃત્તિઓનું નિયમન એ કેળવણીનો ખાસ હેતુ હોવો જોઈએ. અત્યારે યુરોપમાં ચાલી રહેલો આંતરરાષ્ટ્રીય સંઘર્ષ તે પ્રજાઓમાં પ્રવર્તી રહેલી અભિમાન સર્વભક્ષી લોભવૃત્તિમાંથી જન્મેલો છે. એ લોભવૃત્તિનું પ્રશમન થતું નથી તેથી તેમાંથી સંહારક ક્રોધવૃત્તિનો પ્રજાઓમાં જન્મ થાય છે; અને રાજ્યો—જંગલી પશુઓ માફક—એકબીજાને ખાવા ધાય છે. મોટો સંહારતાંડવ મચાવે છે, અને પોતાના સંસ્કાર અને સર્વોપરિતા કેટલાં પોલાં છે તે બતાવી આપે છે.

યુરોપીય સંઘર્ષનું દૃષ્ટાંત જ આપણને બતાવી આપે છે કે કેવળ કુદરતની રાક્ષસી નિગૂઢતાઓના ઉકેલ કાઢી તેને મનુષ્યોની ગુલામ બનાવવામાં સંસ્કૃતિ રહેલી નથી. વિજ્ઞાન એકલું જ પ્રગતિનું ચિહ્ન નથી. વિજ્ઞાનની સાથે જ્ઞાન-માનવના અંતિમ તત્ત્વનું જ્ઞાન-જ્યારે પૂરી રીતે ભળેલું હોય ત્યારે જ વિજ્ઞાનનું વિનિયોજન આપણી પાશવી વૃત્તિઓના તાંડવ અર્થે થતું અટકી જાય છે. બીજા શબ્દોમાં કહીએ તો કુદરતનાં તત્ત્વોનું જ્ઞાન એકલું જ કેળવણીની ખરી દિશા બતાવતું નથી; પણ સાથે સાથે જ મનુષ્યની પાશવી વૃત્તિઓનું નિયમન કરી, સામાજિક અને પારમાર્થિક તત્ત્વોને આગળ રાખી, કુદરતનાં તત્ત્વોના જ્ઞાનનો દુરુપયોગ કરતાં મનુષ્યોને જે કેળવણી અટકાવે તે જ ખરી કેળવણી કહી શકાય.

કેળવણીને આપણે Information-હકીકતના ભારારૂપે જાણીએ છીએ. એ જાણેલી હકીકતોનો ઉપયોગ પોતાની વૃત્તિઓના પોષણ અર્થે કરવો એમાં જ સામાન્ય રીતે આપણે કેળવણીનો હેતુ સમજીએ છીએ. આ મન્તવ્ય ખરૂં નથી. જે ટૂંકી વૃત્તિઓનાં જાળામાંથી આપણને મુક્ત બનાવી આપણા અંતરમાં રહેલી અનન્ત શકયતાઓને પૂર્ણ તેજસ્વી બનાવે તે જ ખરી કેળવણી છે. વિજ્ઞાન અને કુદરતનાં તત્વોનું જ્ઞાન તો એ પ્રધાન બાબત સાથે સંકળાયેલી ગૌણ બાબત છે. અત્યારની આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ કેવળ વૈજ્ઞાનિક દૃષ્ટિબિન્દુ અને સ્વાર્થપરાયણતા મનુષ્યને ક્યાં ઘસડી જાય છે તેનું જ્વલંત દૃષ્ટાંત છે.

# ભગીરથ પ્રયત્ન

લેખક

શ્રી. લક્ષ્મીપ્રસાદ અંબાપ્રસાદ વોરા
બી. એ., એલ એલ. બી.

ટ્યુટોરિઅલ હાઈસ્કુલ અમદાવાદના રૌપ્ય મહોત્સવના શુભ પ્રસંગે તે શાળાના એક જુના શિક્ષક તરીકે તે શાળાની સાથેના મારા સંબંધની નોંધવા યોગ્ય હકીકત લખી મારે મોકલી આપવી એવું નિમંત્રણ રૌપ્ય મહોત્સવના માન્ય જોઈન્ટ સેક્રેટરીઓ તરફથી મને મળ્યું. તે આમંત્રણથી પ્રેરાઈને આ નોંધ લખી મોકલવામાં આવી છે.

રા. વિનાયકરાવનું કુટુંબ "ઋષિના કુટુંબ" તરીકે ઓળખાય છે. તેમના પૂર્વજોનું જીવન ઋષિઓના જીવન જેવું જ હતું. અને તેમનું ઘર પણ તે જીવનને અનુરૂપ હતું. "जीर्णकुडयम्' ઘરમાં રા. વિનાયકરાવનો જન્મ થયેલો. અધ્યાપન અને અધ્યયન—એ નાનપણથી જ તેમના પ્રિય વિષયો. હું અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં હતો ત્યારે મારી જ્ઞાતિના સંસ્કૃત ભણતા વિદ્યાર્થીઓનો એક ખાનગી વર્ગ તેઓ લેતા અને સંસ્કૃત ભણાવતા. વિશાળ ભાવનાથી પ્રેરાઈને તેમણે એક "વડનગરા નાગર મંડળ" નામની સંસ્થાની સ્થાપના કરેલી. પણ જેમના સહકારની તેમણે આશા રાખેલી તે સંકુચિત માનસ ધરાવતા હોવાથી તેમની તે વિશાળ ભાવના ઝીલી શક્યા નહિ. મારી જ્ઞાતિમાં સ્ત્રી–કેળવણીની શરૂઆત પણ તેમના શુભ હસ્તે જ થયેલી.

"એવું બતાવે કોઈ આજ, મને કોઇ એવું બતાવે.
જેથી આવે અભેદનું રાજ, મને કોઈ એવું બતાવે."

આ પંક્તિઓમાં સમાયલો ઉચ્ચતમ ભાવ તેમને મન કેળવણીના પાયારૂપ હતો.

ગુજરાત કૉલેજમાં સુખલાલ કરીને એક સરકારી નોકર હતો. રા. વિનાયકરાવ ગુજરાત કૉલેજમાં બી. એ.ના વર્ગમાં અભ્યાસ કરતા હતા, ત્યારે ગુજરાત કૉલેજના વાચનાલયમાંથી બાથ ભીડીને પુસ્તકો લઈ જતા અને લાવતા તે પ્રસંગોએ સુખલાલ કહેતો કે મી. ત્રિવેદી આવતે વર્ષે ગુજરાત કૉલેજમાં જરૂર 'દક્ષિણા ફેલો' થશે. આમ રા. વિનાયકરાવના કેટલાક સહાધ્યાયીઓ કહે છે. બી. એ.ની પરીક્ષામાં ફર્સ્ટ કલાસમાં આવી નહિ શકાય એમ તેમને લાગેલું તેથી તેઓ પરીક્ષામાંથી ઉઠી ગયેલા. એસ. ટી. સી. ડી.ની પરીક્ષા તેઓએ ફર્સ્ટ કલાસ ઑનર્સથી પસાર કરી છે.

વિદ્યાર્થી અવસ્થામાં રા. વિનાયકરાવનું જીવન તદ્દન સાદું અને સરળ હતું. શ્રેયઃસાધક અધિકારી મંડળ તરફ તે વખતે તેમને ખાસ આકર્ષણ હતું. સ્હવારે બ્રાહ્મ મુહૂર્તમાં તેઓ ઉઠતા—અત્યારે પણ તેઓ તેમ જ કરે છે—અને ડાયરીમાં પહેલે દિવસે નક્કી કરેલો કાર્યક્રમ સાંગોપાંગ પાળતા; તદ્દન શ્વેત વસ્ત્રો તેઓ પહેરતા. ટોપીને તથા ઉપાનહને ખ્લેંકો લગાડતા અને શુભ્ર શ્વેત બનાવી પહેરતા. પોતાનાં કપડાં તેઓ હાથે ધોતા, મેલાં કપડાં પહેરનારને તેઓ સ્વચ્છ વસ્ત્ર પહેરવાનો ઉપદેશ આપતા, અને તેવા માણસોને સાબુની જરૂર હોય તો સાબુ આપતા. આ સમયે પણ તેમની સ્થિતિ અને જીવન ઋષિ જેવાં જ હતાં. સર ચીનુભાઈ માધવલાલ પહેલા બૅરોનેટને ત્યાં તેઓ શિક્ષણ આપવા જતા, તેમના પુસ્તકાલયના અધિપતિ તરીકે કામ કરતા અને અભ્યાસ કરતા.

આ સમયે તેમના જીવનના ધ્યેય સમા જે ચાર આદર્શો તેમણે નક્કી કર્યા હતા, તેમાંનો એક આદર્શ "ભગીરથ પ્રયત્ન" હતો. જે સમયે "ભગીરથ

પ્રયત્ન" નો પોતાના જીવનના એક આદર્શ તરીકે તેમણે સ્વીકાર કર્યો હશે તે સમયે તેમને કદાચ સ્વપ્નમાં પણ ખ્યાલ નહિ હોય કે તે આદર્શને જીવનમાં ભારોભાર ઉતારવા માટેનો પ્રસંગ તેમને પ્રાપ્ત થવાનો છે. એવું પણ બને છે કે ઉચ્ચ આદર્શ રાખ્યો હોય છતાં કસોટીને સમયે તેનું સગવડભર્યું વિસ્મરણ થઈ જાય. પણ રા. વિનાયકરાવનું વ્યક્તિત્વ તે પ્રકારનું ન હતું. તેઓ બી. એ. થયા અને સરકારી નોકરીમાં શિક્ષક તરીકે જોડાયા; પણ ફીઝીકલ ફીટનેસ–શારીરિક યોગ્યતાની તપાસમાં–તેઓને નાપાસ કરવામાં આવ્યા. રા. વિનાયકરાવને સ્થાને બીજી કોઇ વ્યક્તિ હોત તો આ અયોગ્યતા દૂર કરવા માટે શક્ય હોય તેવા તમામ ઉપાયો તેણે કર્યા હોત, પણ રા. વિનાયકરાવનો જન્મ ઋષિના કુળમાં થયો હતો, તેઓ ઋષિના વંશજ હતા, ખુશામત કે આડકતરા માર્ગ તેમની કલ્પનામાં પણ શી રીતે આવે? સિંહ ભૂખ્યો હોય પણ ઘાસ કેવી રીતે ખાય? રા. વિનાયકરાવે વસ્તુસ્થિતિનો આનંદભેર સ્વીકાર કર્યો અને ફરીથી ઋષિજીવન શરૂ કર્યું. તેમણે પોતાના ઘરની રસ્તા ઉપર ખુલતી મેડીમાં "ટ્યુટોરિઅલ કલાસીસ" શરૂ કર્યાં. થોડા જ સમય બાદ માધ્યમિક શિક્ષણ આપનારી નિશાળ સ્થાપવાના શુભ આશયથી તેમણે મગનભાઇ કરમચંદની હવેલીમાં અંગ્રેજી પહેલા ધોરણના વર્ગો શરૂ કર્યાં. તે સમયે હું જુનીઅર બી. એ. માં હતો, અને ઉપર જણાવેલા વર્ગોમાં અંગ્રેજી અને ગણિત શીખવતો. વર્ગના વિદ્યાર્થીઓ ઉંચ કોટિની બુદ્ધિના અને જલદ ગ્રહણશક્તિવાળા હતા.

ત્યાર પછી થોડે જ અંતરે રા. વિનાયકરાવે સને ૧૯૧૫માં 'ટ્યુટોરિઅલ હાઈસ્કૂલ' સ્થાપવાનો વિચાર કર્યો અને સ્વ૦ સર રમણભાઇને શુભ હસ્તે શાળાની ઉદ્‌ઘાટન ક્રિયા થઇ. રા. વિનાયકરાવે ઝંપલાવ્યું તો ખરૂં; પણ યુનિવર્સિટીની કમિટીની નાણાં વિષયક પરીક્ષાની તપાસમાંથી તેમને પસાર થવાનું બાકી રહ્યું હતું. આ કટોકટીને સમયે પ્રાતઃસ્મરણીય સ્વ૦ સર ચીનુભાઈ માધવલાલ, પહેલા બેરોનેટ તેમની મદદે આવ્યા, અને નાણાં વિષયક જવાબદારી પોતે સ્વીકારી લીધી.

આ રીતે "ટ્યુટોરિઅલ હાઇસ્કુલ"ના સાહસની શરૂઆત થઈ. તે સાહસ "હસાહસ"માં પરિણમ્યું નથી પણ વિજયોત્સવમાં પરિણમ્યું છે તે અતિશય આનંદની વાત છે. છેલ્લાં ચોવીસ વર્ષમાં આ સંસ્થાએ, બીજી સંસ્થાઓની માફક, અનેક લીલી–સુકી જોઇ છે પણ આવા ભરતી–ઓટમાં તે શાળા પોતાનું અસ્તિત્વ અને પ્રતિષ્ઠા જાળવી શકે છે.

બીજી એલ એલ. બી.નાં ટર્મ્સ ભર્યાં પછી સને ૧૯૧૮ના ફેબ્રુઆરી માસમાં ટ્યુટોરિઅલ હાઇસ્કૂલમાં હું આસીસ્ટન્ટ શિક્ષક તરીકે જોડાયો. અને તે જ સાલના નવેમ્બર માસની અધવચ સુધી શાળામાં શિક્ષક તરીકે કામ કર્યું. તે સમયે સહશિક્ષકો તરીકે સ્વ૦ એનરજી, ભાઈ શ્રી. વાલજીભાઈ દેસાઇ, ભાઇશ્રી ધારેખાન વગેરે હતા. વિદ્યાર્થીઓમાં ફક્ત દસ જ ટકા મંદ ગ્રહણશક્તિવાળા હશે એમ મારૂં માનવું છે. રા. વિનાયકરાવ અમારા કામ ઉપર જરૂરી દેખરેખ રાખતા અને અમારા કામમાં દોરવણી આપવાની જરૂર તેમને લાગતી નહિ. તે સમયનો શિક્ષકોનો સ્ટાફ અને વિદ્યાર્થીઓ અભિનન્દનીય હતા.

હું શિક્ષક હતો તે દરમ્યાન રા. વિનાયકરાવના વ્યક્તિત્વને દીપાવે એવો જે એક પ્રસંગ બનેલો તે અત્રે નોંધ્યા વિના રહેવાતું નથી. સને ૧૯૧૮ની સાલના મેટ્રીકના વિદ્યાર્થીઓની જે પ્રીલીમીનરી પરીક્ષા લેવામાં આવેલી તેના સંસ્કૃતના સવાલપત્રો તપાસવાનું કામ મને સુપ્રત કરવામાં આવેલું. તે સાલમાં સ્વ૦ ભાઈ સુરેન્દ્ર મોતીલાલ ઘોડા ( જેઓ સીમલા મુકામે ગવર્નમેન્ટ ઓફ ઇન્ડીઆની સેક્રેટરીએટમાં સારા હોદ્દા ઉપર હતા ) અને ભાઇ અંબેલાલ દેસાઈ ( જેઓ હાલ મુંબઈમાં આવેલી એક મીલમાં સારા હોદ્દા ઉપર છે ) વચ્ચે મેટ્રીકના વર્ગમાં પહેલે નંબરે આવવાની હરીફાઈ હતી એમ મનાતું. સ્વ૦ ભાઇ સુરેન્દ્રને સંસ્કૃતમાં ૭૨ માર્ક્સ મળ્યા અને ભાઈ અંબેલાલને ૪૫ માર્ક્સ મળ્યા. સ્વ૦ ભાઈ સુરેન્દ્ર અને હું બન્ને નાગર જ્ઞાતિના હોઈ મેં તેમને માટે પક્ષપાત કર્યો છે એવો આક્ષેપ કરવામાં આવેલો. તે સમયના ડેપ્યુટી કલેક્ટર અને

હાલના મુંબઇ સરકારના મહેસૂલ ખાતાના પ્રધાન ઓનરેબલ મિ. મોરારજીભાઈ ભાઈ અંબાલાલના મોટા ભાઈ થાય. તેમને પણ તેમન નાના ભાઈના કહેવાથી એમ લાગ્યું કે આ કેસ તપાસ કરવા જેવો છે. રા. વિનાયકરાવને તેમણે આ હકીકત જણાવી અને તેમને સંપૂર્ણ ખાત્રી કરાવી આપવા માટે રા. વિનાયકરાવે જરૂરી તપાસ કરાવી અને કોઇ પણ પ્રકારનો પક્ષપાત થયો નથી એવું તેમણે સિદ્ધ કરી બતાવ્યું. આ પ્રકારના આક્ષેપો રા. વિનાયકરાવ જેવી વ્યક્તિ બિલકુલ સહન ન કરી શકે અને આક્ષેપ કરનાર વ્યક્તિને સંપૂર્ણ સંતોષ થાય ત્યારે જ તે જંપે.

તે સમય દરમ્યાનના બુદ્ધિમાન વિદ્યાર્થીઓ પૈકી પ્રતિભાશાળી બે વિદ્યાર્થીઓ મને યાદ આવે છે. એક સ્વ૦ સુરેન્દ્ર મોતીલાલ ઘોડા ( જેમનો જુસ્સો અને દેખાવ સને ૧૯૨૦ની સાલના મહમદઅલી ઝીન્હા જેવો હતો ) અને બીજા ભાઈ છોટુભાઈ દેસાઇ ( જેઓ હાલ અમદાવાદ મ્યુનિસીપાલિટીના એન્જીનીર તરીકે કામ કરે છે તે). રા. વિનાયકરાવ, રા. ચંદુલાલ ( હેડ માસ્તર ) અન્ય શિક્ષકો તથા વિદ્યાર્થીઓ વચ્ચે જે ખુલ્લાદિલી અને સ્નેહભાવ હતો તે હજી પણ સાંભરે છે અને શ્રેષ્ઠ જીવન જો કોઇનું હોય તો સમભાવી શિક્ષકનું જ, એમ થઈ આવે છે.

રા. વિનાયકરાવનાં આતિથ્ય અને ઉદારતા પણ ઋષિજીવનને દીપાવે તેવાં હતાં. પોતાની શાળામાં તે તે વિષયમાં નિષ્ણાત એવા શિક્ષકોની ભરતી કરવી એ તેમનો મુદ્રાલેખ હતો. તે મુજબ તેઓ પોતાની તપાસ ચાલુ રાખતા અને તેવા શિક્ષકો મેળવી લેતા, અને અમદાવાદમાં જ્યાંસુધી તે તે શિક્ષકને રહેવાનું વગેરે સાધનની સગવડ ન થાય ત્યાંસુધી તે તે શિક્ષકોને તે પોતાને ત્યાં જ રાખતા. આ પ્રમાણે મી. પ્રાંજપે, મી. લેલે તથા સ્વ૦ મી. બેનરજીએ તેમના આતિથ્ય ધર્મનો આસ્વાદ લીધેલો. પ્રતિભાશાળી જે બે વિદ્યાર્થીઓની નોંધ ઉપર લેવામાં આવી છે તે બન્ને રા. વિનાયકરાવને ત્યાં જ–ઋષિના આશ્રમમાં વિદ્યાર્થીઓ રહે તેમ–રહેલા અને પોતાનો અભ્યાસ કરેલો.

રા. વિનાયકરાવની ઉદારતાનાં અનેક ઉદાહરણો આપી શકાય. પણ "એક હાથ આપે તે બીજો હાથ પણ ન જાણે" એવું ઉદારતાનું લક્ષણ છે એટલે તે દૃષ્ટાન્તો નામ સાથે આપતાં હું મારા મનને રોકી દઉં છું. પોતાના ગૃહજીવનમાં તેઓ જે રીતે વર્તે છે તે વર્તન જ ઉદારતાનો મહાન પદાર્થપાઠ છે. અનેક વિદ્યાર્થીઓને તેમણે અભ્યાસમાં હરેક રીતે સહાય આપી છે અને જીવનનાં અન્ય ક્ષેત્રોમાં પણ તેમણે જરૂરીઆત ધરાવનાર માણસોને મદદ કરી છે. કેટલીક વખતે આ ઉદારતા "અતિ"ની સીમાએ પહોંચી જાય છે. તેમને છેતરનારા અને તેમની ઉદારતાનો દુરૂપયોગ કરનારા પણ મળ્યા છે. પણ ઋષિજીવન તો એમ જ માને કે અન્તે છેતરનાર જ છેતરાય છે. છેતરનારને થોડા સમય માટે કદાચ ક્ષણિક "પ્રેયસ્" મળે, પણ જેને છેતરાયલો માનવામાં આવે છે તેને તો આત્યન્તિક "શ્રેયસ્" મળે છે. આ વિષય પરત્વેની વ્યાવહારિક અને પારમાર્થિક દૃષ્ટિઓમાં આવો વિશાળ ભેદ છે.

ભગીરથે સ્વર્ગમાંથી આકાશગંગાને પૃથ્વી ઉપર ઉતારી પોતાનાં પૂર્વજોનાં હાડને શીતળતા તથા પવિત્રતા અર્પી. ભગીરથ પ્રયત્ને જ્ઞાનગંગા વહેવડાવનાર રા. વિનાયકરાવ પોતાની શિક્ષણ સંસ્થા મારફતે અનેકને શાંતિ અને પવિત્ર જીવન અર્પનાર બનો એવી શ્રી ઇષ્ટ પ્રત્યે નમ્ર પ્રાર્થના. **इति शम्** ॥

## ટ્યુટોરિઅલ હાઇસ્કૂલ, અમદાવાદ

**શાળાના રૌપ્ય મહોત્સવની કાર્યવાહક સમિતિ**



છેલ્લી હાર (ડાબેથી):—૧ એફ. એ. શેખ. ૨ એન. એમ. પરીખ, ૩ જે જે. દેસાઈ, ૪ વી. એમ. પરીખ, ૫ આઇ. એસ. ત્રિવેદી, ૬ એસ. એમ. બ્રહ્મભટ્ટ, ૭ એચ. બી. બક્ષી, ૮ જી. એચ. મોમીન, ૯ બી. ડી. પટેલ, ૧૦ આર. ડી. દવે

વચલી હાર ( ,, ):—૧ એમ. એમ. પંડયા, ૨ બી. એ. શાહ, ૩ વી. એસ. દ્વિવેદીઆ, ૪ એસ. એ. સંઘવી, ૫ જે. ડી. દવે, ૬ એન. પી. જોશીપુરા. ૭ એન. જી. ખારોડ, (પ્રમુખ) ૮ વી. એસ. ત્રિવેદી, (પ્રિન્સિપાલ) ૯ એન. એમ. મીઆભાઇ, (સભ્ય) ૧૦ સી. એસ. ત્રિવેદી, (હેડમાસ્તર) ૧૧ એન. ડી. શુકલ, ૧૨ કે. કે. ચોહાણ, ૧૩ જી. બી. ઓઝા, ૧૪ એમ. બી. દેસાઇ, ૧૫ એમ. એમ. યુસુફઝાઇ.

બેઠેલા ( ,, ): ૧ સાગરિકા દીક્ષિત. ૨ પુષ્પા શેઠ. ૩ સત્યવતી મહેતા. ૪ રંજન દવે.

# સાચું શિક્ષણ

## [ગ ઝ લ]

ત્હમે જે ભાવથી શીખો, શીખેલું સર્વ વિસરાશે,
મહામહેનત છતાં સોનું, ધમેલું ધૂળ થઈ જાશે.

વિનય વિવેક જો ભૂલો,—ભૂલો જો દેશની સેવા,
વિવિધ વિદ્યા ભલે ભણતાં, ભણેલાની નહિં પરવા.

—ત્હમે જે —

ભલી ભાષા અને ભૂગોળ, ને ઇતિહાસ અવલોકો,
વળી હિસાબ ભણવામાં, દિવસના દિવસો રોકો.

— ત્હમે જે —

વળી વિજ્ઞાનના વસમા પ્રયોગો ઈલ્મને કલ્મો,
મળી પંડિતની પદવી, સકળ સન્માનને પામો.

— ત્હમે જે —

સહુ એ જાણવું ભણતર, જેવું છે ધૂળ પર લીંપણ,
થશે સૌ ધૂળધાણી જો, **વિના ચારિત્ર્યનું શિક્ષણ.**

— ત્હમે જે —

વિ. ગો. મ.

# શિક્ષણનાં ત્રણ અંગો

લેખક
શ્રી. નવલરામ જ. ત્રિવેદી
એમ. એ.

સામાન્ય રીતે એમ માનવામાં આવે છે કે એક વિષયનું જ્ઞાન હોય તે તેનું શિક્ષણ આપી શકે. જેમકે ગણિત લઇને પાસ થયેલ ગ્રેજ્યુએટ ગણિતનું શિક્ષણ હાઇસ્કૂલોમાં આપી શકે, અને તે વિષયની ઉંચી એમ. એ., એમ. એસ. સી. વગેરે પદવીઓ ધરાવનાર કોલેજોમાં શીખવી શકે. આ પદવીઓ પરદેશી હોય તો વળી વધારે સારૂં. આ કરતાં જરા વધારે વિચાર કરનારાઓ એમ માને છે કે વિષયના જ્ઞાન ઉપરાન્ત તેની પદ્ધતિ આવડવી જોઇએ જેમકે અંગ્રેજીની ડીરેકટર મેથડ.

એક ગણિતના જ શિક્ષકની વાત કરતાં એક વિદ્યાર્થીએ કહ્યું હતું, 'તેમને ઘણું સારૂં આવડે છે, પણ શીખવતાં આવડતું નથી.' આવા સ્વાનુભવરસિક શિક્ષકો શિક્ષણના કામ માટે પૂરેપૂરા અયોગ્ય છે એમ તો તુર્ત જ સમજી શકાશે, પણ સફળ શિક્ષણ માટે વિષયની આવડત ઉપરાન્ત બીજું શું જોઇએ તેનો જવાબ આપતાં જરા વિચાર કરવો પડે તેમ છે.

એક અનુભવીએ કહ્યું છે તેમ નરેન્દ્રને સંસ્કૃત શીખવવા માટે શિક્ષકને માત્ર સંસ્કૃતના જ્ઞાનની જ જરૂર નથી, પણ તેને નરેન્દ્ર વિષે પણ જ્ઞાન હોવું જોઇએ એટલુંજ નહિ, પણ તેને પોતાની જાત વિષે તો પૂરેપૂરૂં જ્ઞાન હોવું જોઇએ.

વિદ્યાર્થીને અમુક વિષય આવડતો નથી, પણ તેનું કારણ જુદા જુદા વિદ્યાર્થીમાં જુદું જુદું હોઈ શકે. એ દરેકના મનની સ્થિતિ જાણ્યા સિવાય શિક્ષક શું આપી શકવાનો હતો? જે બાલમાનસની ઉપર તમે કામ કરવા માગો છો તેના ઇતિહાસ ભૂગોળની તો તમને પૂરેપૂરી માહિતી હોવી જોઇએ ને?

તે જ પ્રમાણે શિક્ષકને પોતાની જાત વિષે ઘણું જાણવાની જરૂર છે. વિદ્યાર્થીને અમુક પ્રશ્નનો જવાબ આપતાં ન આવડે ત્યારે શિક્ષક ગુસ્સે થાય છે. શાથી? કારણ સ્પષ્ટ છે. તેને માલુમ પડે છે કે જ્ઞાન એક વાસણમાંથી બીજા વાસણમાં વસ્તુ નાખી શકાય છે તેટલી સહેલાઇથી એક મગજમાંથી બીજા મગજમાં નાખી શકાતું નથી. ત્યારે શું કરવું? વચ્ચે કયાંઇકિ, કૈંક આડું આવે છે. એમ? ત્યારે માર સોટી. પણ ખાળમાં ભરાઈ ગયેલ કચરો જેમ લાકડીના ધક્કાથી નીકળી જાય છે અને પાણી વહેવા માંડે છે, તેમ જ્ઞાનનો પ્રવાહ સોટીના ધક્કાથી વહેવડાવી શકાતો નથી. અહીંજ આત્મજ્ઞાનની જરૂર ઉભી થાય છે. જે શિક્ષક ઉશ્કેરાઇ જાય, પોતાનો રોષ બીજાપર ઠાલવવા તૈયાર થઇ જાય, તેણે વિચારવું ઘટે કે હું કયાં છું? મારામાં શું છે ને શું નથી?

આ પ્રમાણે વિષય, વિદ્યાર્થી અને પોતાની જાત એમ ત્રણે બાબતો પર સતત ધ્યાન આપી પ્રયત્નશીલ રહેનાર જ શિક્ષક તરીકે સફળ થાય છે. માત્ર પુસ્તક પંડિત નહિ.

# જ્ઞાનસિદ્ધિ અને સંયમસિદ્ધિ એટલે જીવનસિદ્ધિ

લેખક

શ્રી. પનજીભાઈ એન. શાહ.
એમ. એ.

યુરપમાં ભીષણ યુદ્ધનું તાંડવ ખેલાતું હતું ત્યારે ગુજરાતના પાટનગરમાં ટયુટોરિઅલ હાઈસ્કૂલ રૂપી જ્ઞાનસરિતાનો પ્રાદુર્ભાવ થયો. જ્ઞાન અને ક્રિયાનું સાહચર્ય સાધી ધ્યેયસિદ્ધિ પ્રાપ્ત કરતાં સામાન્ય મનુષ્ય અસામાન્ય કર્તવ્યપરાયણતાથી પોતાની જાતને ફતેહ અને જાહોજલાલીનું લોહચુંબક બનાવી શકે છે એનું જ્વલંત ઉદાહરણ શાળાના સંસ્થાપક શ્રીયુત વિનાયકરાવ ત્રિવેદી છે. જ્ઞાન વિનાની ક્રિયા જેટલી અંધ છે તેટલુંજ ક્રિયા વિનાનું જ્ઞાન વંધ્ય છે. શિક્ષણ અને સંસ્કાર બન્ને સાપેક્ષ છે. શિક્ષણસંસ્થા વસ્તુતઃ સંસ્કારસંસ્થા જ છે. કુલીનતાના સંસ્કાર અને ઉચ્ચ શિક્ષણનો સુખદ સમન્વય સાધી પા સદીથી ગુજરાતના શિક્ષણક્ષેત્રમાં ટયુટોરિઅલ હાઈસ્કૂલે જે ખ્યાતિ મેળવી છે તે અનોખી અને અનેરી છે, અને તેનું કારણ તેનો મુદ્રાલેખ–શિક્ષકનું એકમાત્ર ધ્યેય વિદ્યાર્થીઓનો સર્વાંગીણ વિકાસ થાય એવું શિક્ષણ તે છે.

દુનિયામાં જ્ઞાન જેવી પવિત્ર બીજી કોઈ વસ્તુ નથી. જળથી શરીરશુદ્ધિ કરી શકાય છે પણ જીવનશુદ્ધિ કરવા માટે તો જ્ઞાનની આવશ્યકતા છે. જ્ઞાન એ આંતરચક્ષુ છે. એના પ્રકાશથી અજ્ઞાન તિમિર દૂર ભાગે છે અને જ્ઞાનજ્યોતિ પ્રગટે છે. જે વ્યક્તિ પોતાના જ્ઞાનચક્ષુનો પ્રકાશ અજ્ઞાનતિમિરમાં ભટકતાં પ્રાણીઓને આપી જ્ઞાનનો માર્ગ બતાવે છે એટલુંજ નહિ, પણ શહેર અને શહેરીઓને ઉપયોગી થઈ પડે એવી જ્ઞાનસંસ્થા દ્વારા જ્ઞાનનો પ્રસાર કરવામાં તથા જ્ઞાનના 'અમિત ભર્ગ તણા ફુવારા' ઉડાડવામાં પોતાની સકળ શક્તિનો સદ્વ્યય કરી જ્ઞાનોપાસનાનું એક માત્ર લક્ષ્ય રાખી સંયતાત્મા થાય છે અને એ જ્ઞાનસંસ્થા સાથેનું તાદાત્મ્ય એટલી હદ સુધી કેળવે છે કે વ્યક્તિ અને સંસ્થા અભિન્ન અને અવિભાજ્ય બને, તે પરાર્થેજીવી વ્યક્તિની જીવનસૌરભથી સુવાસિત સંસ્થાનો રૌપ્ય મહોત્સવ પ્રસંગ એ વિરલ મનુષ્યોને પ્રાપ્ત થતી જીવનની ધન્ય ક્ષણ છે.

ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં પુનિત કર્તવ્યના પંથે સકળ શક્તિઓને કેન્દ્રિત કરી બહલાવી વિહરનાર મિતભાષી સ્વપ્નદ્રષ્ટાઓ પરિમિત સાધનસામગ્રીથી અમિત લોકકલ્યાણ સાધી અપરિમિત અને અવિચ્છિન્ન રસપ્રવાહ વહેતો રાખવામાં પોતાની જાતને કૃતકૃત્ય માને છે એવા સ્વપ્નદ્રષ્ટા પ્રત્યે આજે માત્ર

અમદાવાદ નહિ પણ ગુજરાત અને બૃહદ્ ગુજરાત કૃતજ્ઞતાપૂર્વક મીટ માંડી રહ્યું છે એ કથનમાં કદાચ અલ્પોક્તિ હશે, અતિશયોક્તિ કે ચાટૂક્તિ બિલકુલ નથી.

કરવું થોડું અને બતાવવું ઝાઝું એવો પણ એક જમાનો હતો. એ પછી કરવું ઝાઝું અને દેખાવ કરવો થોડાનો એવો જમાનો આવ્યો. પછી તો ગાંધીવાદનાં દુંદુભી વાગ્યાં અને ગાંધીયુગના ગણેશ મંડાયા. ગાંધીવાદપીયૂષમાં બંધાવાદવિષનાં બિંદુઓ સંમિશ્રિત થઈ શકે જ નહિ. ફુંકના ફુંફાડે એ બિંદુઓ ઉપર તરી આવે, બહુ ચવાયેલા અને ભૂયોભૂયઃ ગવાયેલા નેતાઓ કેળવણીકારો કહેવાતા. પણ ક્યાં સુધી? યુગપલટો થતાં 'કર્યેજ છુટકો' એ તો મારગ છે શૂરાનો એવું સામાન્ય જનતા પણ સમજવા લાગી. ફટાટોપ અને ઘમંડ નામશેષ રહ્યા. કર્તવ્યની ખાતર કર્તવ્ય કરનાર કર્તવ્યોપાસકની કદર થવીજ જોઇએ અને થાય છે.

પણ વ્યક્તિના આધારે સંસ્થા કે સંસ્થાના આધારે વ્યક્તિ? પચીસ વર્ષમાં તો આધાર આધેય અને આધેય આધાર હતો. બન્નેની ઓતપ્રોતતા એવી હતી કે જાણે અભેદના મૂર્ત સ્વરૂપ માટે સંસ્થા પ્રતીક હોય! વ્યક્તિ પ્રત્યેનો પ્રેમ પ્રદર્શિત કરનાર કે સંસ્થા પ્રત્યેનું ઋણ વ્યક્ત કરનાર સૌ કોઈની દૃષ્ટિ એકજ હોવી જોઈએ. 'પચાસ પચાસ ડંકા વગડાવો'–કવિસમ્રાટે ગાયું હતું. અને ડંકાએ વાગ્યા અને આરતીએ ઉતરી. 'સીત્તેરમી વરસગાંઠે ઠક્કર બાપાને સીત્તેર હજાર આપો.' આ દેશમાં માત્ર અંગુલિનિર્દેશ બસ છે. સીત્તેર હજારને બદલે લાખ સવા લાખની રકમ થઈ. ત્યારે આ મંગલ અવસરે સ્થાયી સંસ્થાને સુસ્થાયી અને સુસ્થાનવતી કરવા સંસ્થાની સાથે જેને જેને યત્કિંચિત્ પણ સંબંધ હતો કે હોય તેણે કમર કસવી ન જોઈએ?

શાળાની ઉજ્જ્વલ કારકિર્દી પ્રતિદિન વૃદ્ધિંગત થતી જાય એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરૂં છું. તથાસ્તુ!

---

# એક પ્રસંગ

લેખક

શ્રી. નાગરદાસ કાશીરામ બાંભણિયા

એમ. એ., એલ એલ. બી.

ઈ. સ. ૧૯૨૮ માં ઊનાળાની રજામાં મારા પરમ પ્રિય મિત્ર વિનાયકરાવ માંગરોલ મારે ત્યાં પહેલવહેલા આવેલા ત્યારનો આ પ્રસંગ છે. હું, મારા પિતાજી, એક અમારા પરમ પ્રેમી શેઠ વગેરે વિનાયકરાવ અથવા વિનુભાઈ ( મને આ નામ વધારે ફાવે છે ) ની પાસે બેઠેલા હતા અને તે વખતે પ્રસંગોચિત વાતો ચાલતી હતી. રાતે નવનો સુમાર હતો. પથારીઓ પથરાઈ ગઈ હતી. સૌ સૂવાની તૈયારી કરતા હતા. ( અમારે ઘેરે વહેલા સૂવાનો રિવાજ છે. ) આવે વખતે વિનુભાઈના મ્હોંમાંથી અતિ ઉત્તમ ઉદ્ગાર નીકળ્યો. અને આ ઉદ્ગાર સામાન્ય સ્વરૂપમાં સૌએ અને વિશેષ સ્વરૂપમાં સ. શિક્ષકોએ પોતાના હૃદયમાં કોતરી રાખવા જેવો છે; અને તદનુસાર વર્તન તો અતિ આવશ્યક છે. અને તે સુવર્ણોદ્ગાર આ :—

" દરેક શિક્ષકે સૂતા પહેલાં એ વિચારવું કે : મેં મારા વિદ્યાર્થીના હિતાર્થે આજ શું કર્યું ?"

શિક્ષક સૂતા પહેલાં આમ વિચારતો હોય તો પછી બાકી શું રહે ? પણ દુ:ખની વાત છે કે આવું આખી જીન્દગીમાં એક પણ વાર વિચારનાર શિક્ષક ભાગ્યે નજરે ચડે છે. હાલના કેટલાક શિક્ષકોના ઉદ્ગારો જ્યારે મારે કાને આવે છે ત્યારે મને દુ:ખ થાય છે. ( હું હાલના શિક્ષકોની નિન્દા કરતો નથી, નિન્દા કરવામાં જરાયે રસ નથી. તેથી નથી મને લાભ કે નથી બીજાને લાભ પરન્તુ, આપણે થવું હોય ત્યારે આપણે આપણી ખરાબ શારીરિક સ્થિતિનો ખ્યાલ લાવવો પડે છે તેમ આપણે શિક્ષણમાં પ્રગતિ સાધવા માગતાઓએ આપણી ખરાબ સ્થિતિનો પણ ખ્યાલ લાવવો પડે છે. ) તેઓ કહે છે : અમને પૈસા નથી મળતા; કામમાં અમારો ઉત્સાહ તે શી રીતે રહે ? કંઈક અંશે તેઓની વાત સાચીયે છે. પરન્તુ જે અંશમાં તેઓ ભૂલે છે તે અંશ પૂરતું જ મારે કહેવાનું છે. અને જે તેઓના હાથની વાત છે. આજના જગતમાં લક્ષ્મી અને તેથી પ્રાપ્ત થતી પ્રતિષ્ઠા એણે એવી મોહજાળ પાથરી છે કે વાત ન પૂછો. Everything in terms of money. ( મોટી મોટી વાતો કરનાર મારા જેવાયે કાંઈક આ જાળમાં ફસાયેલા છે; તોયે જેટલે અંશે આ મોહજાળથી વાકેફ છે તેટલે અંશે કાંઈક છૂટા છે. ) સાચું સુખ પૈસા અથવા તેથી પ્રાપ્ત થતી પ્રતિષ્ઠા પર આધારી નથી. પ્રિન્સ આલ્બર્ટના અન્તિમ ઉદ્ગારો આ બાબતમાં ધ્યાનમાં લેવા જેવા છે: I have had wealth, rank, and power; but, if these were all I had, how wretched I should be! આનન્દનો ઝરો અન્દર છે; બહાર નથી. કહ્યું છે કે: **सन्तोष एव पुरुषस्य परं निधानम्.** સન્તોષ એજ સાચું ધન છે. અને આ સમ્બન્ધમાં 'All my property is with me' એ પ્રકારનું એક ગ્રીક તત્ત્વવેત્તાનું વાક્ય બહુ મનનીય છે. સન્તોષ અને શ્રદ્ધા વગર સુખની

આશા ન રાખશો. આ સમ્બન્ધમાં એક સુન્દર વાત છે. બે પાડોશીઓ હતા. એક પાસે અગિયાર મહિના ચાલે તેટલું. અનાજ અને બીજા પાસે એક મહિનો ચાલે તેટલું પહેલાએ વિચાર કર્યો કે: અગિયાર મહિના તો મારે અનાજ ચાલશે, પરન્તુ બારમે મહિને શું કરીશ! માટે એક માસ ભૂખે કાઢું કે જેથી પછી નિરાંતે મારાથી રહેવાય. તેણે ભૂખો ખેંચવા માંડી અને મહિનો ન થયો એ પહેલાંજ મરી ગયો. બીજાએ વિચાર્યું કે: જે પરમાત્માએ મને એક મહિનાનો ખોરાક આપ્યો છે તે બીજા મહિનાનો પણ ખોરાક ટાણે આપી રહેશે. તેણે ખાવું શરૂ કર્યું. તેનો મહિનો પૂરો થયો ત્યાં તો મરેલ પાડોશીનું અગિયાર મહિનાનું અનાજ તૈયાર જ હતું. Mortal, fly from care and sorrow; God provideth for the morrow. જે પરમાત્માએ માતાનાં સ્તનમાં દૂધ મૂક્યું, જે પરમાત્માએ આપણે માટે ખેતરોમાં અનાજ ઉત્પન્ન કર્યું છે, તે ટાણે બધું તૈયાર રાખવાનો. શ્રદ્ધા વગર બીજો ઉપાય છેજ નહિ. આ શ્રદ્ધાદેવીને ખોળે માથું મૂકી તમે રાતે સૂઓ છો તે શ્રદ્ધાદેવીને ભજો. આના વગર છૂટકોજ નથી. જેમ અનાજ વગર નથી ચાલતું તેમ શ્રદ્ધા વગર પણ નથી ચાલતું. આપણા બધા પ્રયત્નો પાછળ શ્રદ્ધાજ રહેલી છે. શ્રદ્ધા એ પરમ સુખ છે. અને એમ ન ન સમજતા કે આ અન્ધ શ્રદ્ધા છે. આ શ્રદ્ધા તો જીવનાધાર છે. એ જીવનાધાર જરા પણ મૂકશો એટલે દુઃખી જ થવાના. એક વ્યક્તિએ કહ્યું છે કે: Doubt is the hell in the human soul. ગીતાજીમાં પણ કહ્યું છે કે **संशयात्मा विनश्यति** અશ્રદ્ધાને લઇ આપણું ચિત્ત સ્થિર બેસતું નથી, આપણું કામ આપણે બરાબર કરી શકતા નથી. અને કહ્યું છે કે: A soldier who thinks of his pay always misses his mark. શ્રદ્ધા અને ચિત્તશાન્તિ વગર આપણું એકે કાર્ય બર આવે તેમ નથી માટે મારે આટલું લખવું પડયું છે.

બીજું, આપણે પૈસો મુખ્ય ગણ્યો એને લઇ આપણે ગૌરવ ગુમાવી બેઠા છીએ. જો પરમાત્મા ટાણે રોટલો આપે છે તો પછી આપણે આપણું ગૌરવ શા માટે જવા દેવું? વિદ્યાને આપણે આપણું ધન ગણીએ, તો શેઠિયાઓ જેટલા સમૃદ્ધ છે તેના કરતાં કરોડગણા આપણે સમૃદ્ધ છિયે. પરન્તુ આ વિદ્યાની મસ્તીનો એક વાર સ્વાદ લેવો જોઇએ. મહાન્ સિકન્દર ગ્રીક તત્ત્વવેત્તા ડાયોજિનિસના સમાગમમાં આવ્યો; અને તેની મસ્તી જોઇ એટલો મુગ્ધ બન્યો કે તેના મ્હોંમાંથી આ ઉદ્ગાર નીકળી પડયા: If I were not Alexander, I would be Diogenes. આપણું ગૌરવ સમજતા થશું એટલે પછી આપણી ચિન્તા દૂર થશે અને આપણો આનન્દ વધશે. રાજપૂત સતીઓ પોતાનું ગૌરવ સમજતી હતી તો મોતથી પણ નહોતી ડરતી. મહારાણા પ્રતાપ પોતાનું ગૌરવ સમજતો હતો તો કશાયથી તે ન ડર્યો. ધનલાલસાવાળા જીવનને તો ડગલે ડગલે ડર છે. માટે, મારા પ્રિય શિક્ષક ભાઇઓ પોતાનું ગૌરવ સમજતા હશે તો પણ એમનું જીવન આનન્દયુક્ત બની જશે.

અને આ રીતે સત્તા અને સ્વાભિમાન આવ્યાં એટલે શિક્ષકો સહજ કર્તવ્યપરાયણ બનવાના અને મારા પરમ પ્રિય મિત્ર વિનુભાઈના ઉદ્ગારો દિવસરાત રટવાના. અને શિક્ષકો કર્તવ્યપરાયણ બન્યા એટલે આખું જગત સુધરશે. કારણ કે જગતનું ભાવી શિક્ષકોના હાથમાં છે. લોકો આ વાત સમજતા નથી. આપણા સમકાલીન લોકો આ વાત નહિ પણ સમજે, પરન્તુ આપણે આદર્શ શિક્ષક તરીકે રહીશું તો આપણી પ્રજા તો આ સત્ય સમજતી અવશ્ય થશે. અમારે વિનાયકરાવને તેમના સમકાલીન લોકો ચાહે તે માનતા હોય પરન્તુ તેમના પ્રિય શિષ્યો તેમને શું માને છે એ તે શિષ્યોને જઈને પૂછશો તો ઘણું સારૂં થશે. તમને આત્મશ્રદ્ધા આવશે.

**जीव्यादियं चिरं शाला सर्वाज्ञानापहारिणी ।**
**भूयाच्चिरं च सर्वेषां सर्वकल्याणकारिणी ॥**

એ પ્રમાણે અને તેની સાથે સમ્બન્ધ રાખતા સહુને પ્રભુ દીર્ઘાયુષ્ય તેમ પરમાનન્દ આપે એમ પ્રાર્થના કરી હું વિરમું છું.

# શૌપ્ય મહોત્સવ

લેખક

**શ્રી. નંદુભાઈ દામોદર શુકલ**
એમ. એ., બી. ટી.

પ્રાચીન પ્રથા તો એવી કે વર્ષે વર્ષે ગુરુપૂર્ણિમાને દિવસે ગુરુનાં પૂજન થાય. ગુરુનું સન્માન એટલે વિદ્યાનું સન્માન, સંસ્કારનું સન્માન, પ્રજાની ઉચ્ચ આદર્શ કલ્પનાનું સન્માન. એ તો જૂની વાત થઈ. નવા જમાનાની નવી વાતો. નવો જમાનો માનનાં બિરદો આપે છે; કે માનનીય ઉપાધિઓ આપે છે. અને કોઈપણ રીતે સન્માને છે સંસ્કારને અને વિદ્યાને. ગુરુ સેવા કરે છે રાષ્ટ્રની, પ્રજાની, અને અહર્નિશ પારસી અગિઆરીના આચાર્ય જેમ જ્ઞાન–અગ્નિ પ્રજ્વલિત રાખે છે. જ્ઞાન–અગ્નિનો ધૂમ એના તેજસ્વી મોંઢાપર વિચારનો વિષાદ લાવે છે, એની વિજળીના ચમકારભરી આંખોને લાલ કરે છે. એ સ્થિર અને સમાધિસ્થ બેસે છે પોતાના આસન પર, અને એકાએક સૂત્રો ઝરે છે એના મુખમાંથી. આવા ગુરુઓને વિદ્યાર્થીઓ અને રાજાઓ સન્માનતા વર્ષે વર્ષે. આ જમાનામાં તો ટાગોરનાં સન્માન થાય છે વર્ષે વર્ષે શાંતિનિકેતનમાં; બાકી તો ગુરુનાં સન્માન ઓછાં થયાં છે. છતાંય વિદ્યાર્થિગણ એવો નગુણો નથી; એનો પૂજ્યભાવ ગુરુ પ્રત્યે ઓછો થયો નથી. દશકે, બે દશકે એ એના ગુરુને યાદ કરે છે, એનાં પૂજન કરે છે, અને અર્ઘ્ય આપે છે યથાશક્તિ. ટયુટોરિઅલ હાઈસ્કૂલનો વિદ્યાર્થિગણ એવો અર્ઘ્ય આપે છે એના આચાર્યને પચીસ વર્ષ પછી.

શાળાની પા સદીનો ઇતિહાસ એટલે માનવ દર્દનો, ક્રાંતિનો ઇતિહાસ. આ પા સદીમાં '૫૭ પછી આવેલા આળસને દૂર કરવાના ભારતે જ પ્રયત્નો આદર્યા. બુદ્ધદેવનાં બાળકોએ અહિંસાનો મંત્ર ઝીલ્યો સૈકાંઓ પછી; એના વેડફાઈ જતા સંસ્કારને–એની શબ જેવી થઇ ગએલી સંસ્કૃતિને–ફરીથી ચેતનવતી બનાવવા હિંદે આદર્યા નવા યજ્ઞો. પશ્ચિમના ભીષણ સમરાંગણે ગુરુઓને ફરીથી જાગૃત કર્યાં. કેળવણીના પાયાઓમાં રહેલી ઉધઇને કાઢી નાખવા માનવ સંસ્કાર બળો ફરીથી ભેગાં થયાં. સારાય જગતની કેળવણીની સંસ્થાઓએ માનવ હૃદયે પેઠેલો સડો દૂર કરવાના પ્રયત્નો આદર્યા; અને ઉગતો માનવ સમૂહ ઘોર સંહારથી બચે તેનો આદર્શ શોધવા લાગી. પાંચ વર્ષની ટયુટોરિઅલ હાઈસ્કૂલ થઇ ત્યાં તો અમદાવાદને આંગણે વિદ્યાપીઠ સ્થપાઇ. આવા વિચારનાં બળોની અસર એકેએક સંસ્થા પર થઇ. અપાતી કેળવણીમાં ખામી છે, એમ સર્વ કોઇને લાગ્યું. તેના આચાર્યોને લાગ્યું, રાષ્ટ્રનેતાઓને અને સેવકોને લાગ્યું. સ્વપ્ન સેવવું સહેલું છે પણ તેને મૂર્ત સ્વરૂપે ખડું કરવું તે અઘરું કામ છે.

નાનપણથી સેવાભાવ સેવતા શ્રી. વિનુભાઈ ને આંદોલનો મુંઝવ્યા વિના રહ્યાં નહિ. કેળવણી આવતી કાલના નાગરિકનું સર્જન કરે છે, ગઇ કાલની સંસ્કૃતિને સાચવે છે, અને આજના માનવ સમાજને દિવાદાંડી રૂપ બની ખડકે અથડાતાં બચાવે છે. એનું ઘડતર સુથારના ઘડતર જેવું નથી; એનું ચણતર કડિયાના ચણતર જેવું નથી, એનું સ્થાપત્ય શિલ્પી જેવું નથી, એની કળા ચિત્રકામ જેવી નથી, એની ભાવના કવિ જેવી નથી–છતાંય એ બધુંય છે. માનવ

ચારિત્ર ઘડવામાં એ બધાની કલાનો તે ઉપયોગ કરે છે. એ ઉપયોગ કરતાં તેને આવડે છે કારણ કે કેળવણીકારની દૃષ્ટિ સ્થૂલ જગત પર નથી. એ જાણે છે " विद्या विमोक्षाय विभाति केवला " ' પૈસા કમાઈ ખાવા માટે ભણવું ' એવો સિદ્ધાંત એના શિષ્યોને તે આપતો નથી. પૈસાની કમાણી એ કેળવણીનું ધ્યેય નથી. ' મોક્ષ '–મુક્તિ એ કેળવણીનું ધ્યેય છે. એટલે વિનુભાઈની મુઝવણ ચાલુ રહી. શાળામાંથી વિદ્યાર્થીઓએ બીજી શાળામાં જવા માંડયું. શિક્ષકે–કેળવણીકારે–નવા પ્રયોગો એકદમ ધગશથી આદરવાના નથી. દરેક પ્રયોગ કસોટીએ ચઢવો જ જોઇએ. જૂનામાં તે ધીમે ધીમે સચોટ ફેરફાર કરી પ્રયોગ કરે તો ફળીભૂત થાય. વિનુભાઇએ નવાં આંદોલનો ઝીલ્યાં અને ધીમે ધીમે તે પ્રમાણે પોતાના પ્રયોગમાં ઉતારવાના પ્રયોગો આદર્યા. શાળા પાછી ભરાઈ. વિદ્યાર્થિગણ ગુરુને ચરણે પાછો આવ્યો. કેળવણીકારમાં હઠ હોય છે, તરંગ હોય છે. સામાન્યોને તે હઠ અને તરંગ સમજવાની શક્તિ હોતી નથી. કેળવણીકારની હઠ સંપૂર્ણ વિચાર પછીની હોય છે. વિનુભાઇમાં કેટલાક તરંગો છે. એ તરંગો વિદ્યાર્થીના ભલા માટેના છે; પણ કસોટીએ ચઢેલા શિક્ષકો–તાલીમ બદ્ધજ–મળવા મુશ્કેલ છે એટલે એ 'તરંગો' વિદ્યાર્થી ગણ સમક્ષ જુદે રૂપે આવે, પણ કેળવણીકાર હાર કબૂલ કરતા પહેલાં સો ઉપાયો યોજે; અને તેમ છતાંય નિષ્ફળ જાય તો 'હાર' કબૂલ કરવામાં ગૌરવ માને. તે પોતાના મદદનીશોને તાલીમ આપવામાં પ્રવૃત્ત થાય. વિનુભાઈએ જરા પણ નિરાશ થયા વિના આ કામ ખંતથી કર્યું છે. એનો વિદ્યાર્થિગણ આ જાણે છે, અને તેથી જ આ મહોત્સવ ઉજવવા તત્પર થયો છે.

વર્ષે વર્ષે વસંત પાંગરે, પણ આ મહોત્સવ તો વર્ષો પછી આવે. શાળાના વિકાસમાં શાળાના આચાર્ય અને તેના શિક્ષક ગણનો ફાળો છે. શાળાની યશકલગી તેનો વિદ્યાર્થિગણ છે. અમદાવાદની પ્રજા આ મહોત્સવ પ્રત્યે બેદરકારી સેવી શકે નહિ. અમદાવાદની દરેક પ્રવૃત્તિમાં એના વિદ્યાર્થિગણનો ફાળો છે. અને જે જે પ્રવૃત્તિ એના વિદ્યાર્થીઓએ હાથમાં લીધી છે, તે પ્રવૃત્તિમાં ધગશથી કામ કરવાની તાલીમ તેણે મેળવેલી છે. શુદ્ધ ટેવોનું તત્ત્વ દોહન તે ચારિત્ર. શાળાના આચાર્યે પચીસ વર્ષથી એ તત્ત્વ દોહન પાછળ સતત મહેનત કરી છે, અને કરે છે. યુનિવર્સિટીના ચોપડા પર આવતા પાસ નપાસના આંકડા શાળાની કીર્તિ નથી. જગતના ચોપડે શાળાના વિદ્યાર્થીનો ચારિત્રનો ફાળો એ એની કીર્તિ. દરેક કેળવણીકાર આ સમજે, અને પોતાના હાથ નીચે આવતાં બાળકોને શુદ્ધ તત્ત્વ તરફ લઇ જાય તો 'મુક્તિ' પાસે છે, પોતાની અને 'માતા'ની. પણ જ્યારે શિક્ષણ સંસ્થાઓ તો બનતી જાય છે બજારની દુકાનો, અને શિક્ષક વેપારી બનતો જાય છે–આદર્શ ભૂલે છે, ત્યારે વિનાશ દૂર હોતો નથી, અને દુઃખ ડોકીયાં કરતું જ હોય છે. પચીસ વર્ષે આ શાળાના એ ચોપડાઓ ખોલીએ તો જણાશે કે એવો ગુન્હો એણે કર્યો નથી. એના વિદ્યાર્થી સમક્ષ ઉંચો આદર્શ મૂકવા એણે અથાગ પ્રયત્ન કર્યો છે.

આ ઉજવણીના પ્રસંગે એક વાત વિનુભાઇને કહી લેવાની ધૃષ્ટતા કરૂં તો એ મને માફ કરશે. શિક્ષણશાસ્ત્રની શરૂઆત મેં આ શાળામાં કરી છે. છેલ્લાં ચૌદ વર્ષથી શાળામાં એમના હાથ નીચે મેં તાલીમ લીધી છે એટલે હું એમનો 'શિક્ષક વિદ્યાર્થી' છું. અને તેથી તેમને અભિનંદનનાં અર્ઘ્ય આપતાં એક વાત કરી લઉં. વિનુભાઈનું સ્વપ્ન પૂર્ણ સ્વરૂપે હંમેશાં રહે માટે આ શાળાના વ્યવહાર માટે કોઈ એક સ્થાયી યોજના કરે એ મારી એમને નમ્ર વિનંતિ છે. શાળાના શિક્ષકોને એમણે ભાઈ જેવા ગણ્યા છે, અને શિક્ષકોએ એમના 'કડવા બોલ'ને 'લીમડાની મીઠી છાંય' ગણી છે. એ શિક્ષકોના ભાવિ માટેની યોજના સાથે સાથે કરે તો ઠીક. વિનુભાઇ વૃદ્ધ થતા જાય છે. પણ મીરાં જેમ 'મારો હંસલો નાનો ને દેવળ જૂનું રે થયું' એ ભાવનાને આધારે કહું કે વિનુભાઈ યુવાન છે. પણ એ 'હંસ' પ્રવૃત્તિઓને યૌવન ભરી વધારે બનાવવા વિનુભાઈ કાયાનાં કષ્ટ ઓછાં કરે એવી વિનંતિ છે.

છેવટે શાળાના આ મહોત્સવ પ્રસંગે તેના આચાર્યને તેના આદર્શ માટે અભિનંદન આપી વિરમીશ.

# આપણા 'ખાનગી' શિક્ષણવર્ગો

લેખક

શ્રી. ગિરિજાશંકર બી. ઓઝા
બી. એ. એસ. ટી. સી.

હાલના સમયમાં માધ્યમિક કેળવણીના ક્ષેત્રમાં અને તેમાંએ ખાસ કરીને મૅટ્રિકના વર્ગને માટે શિક્ષણપૂર્તિ કરવા માટે દરેક મોટા શહેરમાં શાળાઓના જ શિક્ષકો તરફથી ખાનગી શિક્ષણવર્ગો ( Coaching classes ) ચલાવવામાં આવે છે. ખાનગી શિક્ષણવર્ગો કાઢવાનો ચેપ એકલા મૅટ્રિકના વર્ગ માટેજ નહિ પરન્તુ અંગ્રેજી પહેલા ધોરણથી માંડીને છઠ્ઠા ધોરણ સુધી પણ લાગ્યો છે. આ રીતે વર્ગો ચલાવી કમાઈ ખાવાની પદ્ધતિનો નુસ્ખો અજમાવવાનો પ્રયાસ આપણા શહેરમાં તો ઘણે ઠેકાણે ચાલુ છે. કોઈ માધ્યમિક શાળામાં શિક્ષણ ન આપનાર એટલે શિક્ષક તરીકે કામ ન કરનાર માણસ આવી દુકાનો ચલાવતો હોય તો તે ક્ષન્તવ્ય મનાય, કારણ કે તે તો ઉઘાડી રીતે જ એમ કહે છે કે ઉદરનિર્વાહ માટે એ એક પ્રકારનો ધંધો લઈને બેઠો છે. એને શિક્ષણશાસ્ત્રના કે શિક્ષણપદ્ધતિના નિયમોની પરવા હોતી નથી; પરન્તુ જ્યારે કેળવણીના વિષયમાં રસ ધરાવનાર, શિક્ષણશાસ્ત્ર અને શિક્ષણપદ્ધતિઓને જાણતો હોવાનો દાવો કરનાર, અને નિશાળોમાં સારા પગાર મેળવનાર શિક્ષકો પણ ફક્ત ધનપ્રાપ્તિના આશયથી જ આવા ખાનગી વર્ગો ચલાવે એ શોભાભર્યું તો નથી જ.

આ પ્રશ્નની છીણવટ વર્ગ ચલાવનાર શિક્ષકના દૃષ્ટિબિંદુથી, અન્ય શિક્ષકના દૃષ્ટિબિંદુથી, શિષ્યની કેળવણીના દૃષ્ટિબિંદુથી અને ખરી કેળવણીના દૃષ્ટિબિંદુથી કરવાની જરૂર છે એમ સહુ કોઇને લાગશે.

ખાનગી શિક્ષણવર્ગ ચલાવનાર કોઈ શિક્ષકભાઇને આવા વર્ગો ન ચલાવવા જોઈએ એમ કહેશો ત્યારે એ પોતાની દલીલો રજૂ કરશે જેમાં નિમ્નલિખિત દલીલો બહુધા સમાએલી હશેઃ—

(૧) આપણા પ્રાંતનાં ઘણાં શહેરોમાં ઘણી ખાનગી માધ્યમિક શાળાઓ વેપારી ધોરણે જ ચાલે છે અને મળતો પગાર કામના હિસાબે પૂરતો ન હોય તો નવરાશના સમયમાં થોડી કમાણી કોઇ શિક્ષક ખાનગી વર્ગ ચલાવીને કરે તો તેમાં ખોટું શું ?

(૨) ખાનગી શાળાઓમાં પેન્શન, પ્રૉવીડન્ટ ફંડ, કે ગ્રેચ્યુઇટી ન હોય અથવા વધારાના ખાસ નિયમો ન હોય–અરે જ્યાં આપણી સ્થિરતાની ખાત્રી પણ ન હોય–ત્યાં જો કોઈ શિક્ષક પોતાની આવડતનો, વિદ્યાર્થી–પ્રિયતાનો કે સગવડનો થોડો લાભ લઈ અનિશ્ચિત ભવિષ્યનું કાંઇક આર્થિક બાથું બાંધે તો તે શા માટે ખાનગી વર્ગો ન ચલાવી શકનાર શિક્ષકોને આંખના કણાની માફક ખૂંચવો જોઇએ ?

(૩) હાલના આર્થિક વિટંબણાઓના સમયમાં સારી આવક આપતાં ખાનગી ટ્યુશન નથી મળતાં ત્યારે જૂજ લવાજમ લઈ ઘણા વિદ્યાર્થીઓને એક

સાથે શિક્ષણુ અપાય તો તેમાં શિક્ષક અને શિષ્યો બંનેને લાભ મળે એમ છે. શિષ્યોનાં માબાપને ખર્ચ ઓછું આવે છે અને શિક્ષકને થોડી મહેનતે સારો આર્થિક લાભ મળે છે.

(૪) આવા ખાનગી વર્ગો ઈશ્વરકૃપા હોય તો, અને દિનપ્રતિદિન શિષ્યમંડળની સંખ્યા વધતી જતી હોય તો ભવિષ્યમાં નસીબદાર શિક્ષક માટે એક નવી શાળાની વૃદ્ધિ કરવા માટે આશીર્વાદરૂપ થઈ પડે છે.

(૫) ખાનગી શિક્ષણુવર્ગ પણુ અર્થશાસ્ત્રના Demand and Supply ના નિયમથી જ ચાલે છે. જો એની માગણી ન હોય અને એની ઉપયોગિતા ન હોય તો આ વર્ગો ચાલે જ નહિ.

આવા ખાનગી શિક્ષણુવર્ગો ન ચલાવી શકનાર અથવા સિદ્ધાંતાનુસાર ન ચલાવવા ઇચ્છનાર શિક્ષણુ વર્ગના દૃષ્ટિકોણુથી જોતાં ખાનગી શિક્ષણુવર્ગની વિરુદ્ધમાં નીચેનાં કારણો ઉપલબ્ધ થશેઃ—

(૧) ખાનગી શિક્ષણુવર્ગો ચલાવવા માટે સામાન્ય રીતે શિક્ષકને વિદ્યાર્થીઓને રીઝવવા અનેક સારાનરસા ઉપાયો યોજવા પડે છે; વર્ગમાં વિદ્યાર્થીઓની ભરતી કરી શકે એવા વિદ્યાર્થી દલાલો (touts) રાખવા પડે છે અને તેમની દ્વારા ભરતી શક્ય હોવાથી તેમને માફી કે અર્ધમાફી વિદ્યાર્થીઓ તરીકે રાખવા પડે છે અને વાર્ષિક પરીક્ષા વખતે એમના તરફ ખાસ કૃપાદૃષ્ટિ કેળવવાની શિક્ષકને જરૂર પડે છે. આ બધું કોઈપણુ શિક્ષણુ સંસ્થા માટે નીચું જોવડાવનાર છે.

(૨) ઓછે લવાજમે શિક્ષણુવર્ગોમાં ભણી શકવાથી શિષ્યો તરફથી અન્ય શિક્ષકોને મળતાં ખાનગી ટયુશનો બંધ થઈ જાય છે; આથી ખાનગી શિક્ષણુ-વર્ગ ચલાવનાર શિક્ષકને ઘીકેળાં થાય છે જ્યારે ટયુશન વગરના શિક્ષકોને સોસવું પડે છે. આની માનસિક અસર સહેજે કલ્પી શકાય એવી છે.

(૩) શિક્ષણુવર્ગ સામાન્ય રીતે વર્ગ ચલાવનાર શિક્ષકની વિદ્યાર્થિપ્રિયતા ઉપર નભે છે. આવો વિદ્યાર્થિપ્રિય શિક્ષક પોતાની વિદ્યાર્થિપ્રિયતાનો લાભ સારી રીતે ઉઠાવે છે. જ્યાંસુધી એ લાભ વ્યક્તિગત હોય ત્યાં સુધી એમાં બહુ વાંધો ન લઈ શકાય, પરન્તુ જ્યારે એ વિદ્યાર્થિપ્રિયતા અન્ય શિક્ષકોના ગેરલાભમાં વપરાય ત્યારે એ દુઃખદ સ્વરૂપ લે છે. કેટલાક વિદ્યાર્થિપ્રિય ખાનગી વર્ગ ચલાવનાર શિક્ષકો અન્ય શિક્ષકોની નિંદા માટે એમને ઉતારી પાડવાના કામ માટે અને કેટલીક વાર તેની હાંસી કરવાના ઇરાદાથી વિદ્યાર્થીઓને ચડાવે છે. જો કે આવું હમેશાં બનતું નથી પણુ બને ત્યારે વિપરિત પરિણુામ લાવે છે. આવા વર્ગ ચલાવનાર શિક્ષકો કોઈકિવાર પોતાની શાળાના સંચાલકો વિરુદ્ધ પણુ ઇરાદાપૂર્વક પ્રચાર કરી અંતરાય ઉભા કરી શકે છે એ પણુ ધ્યાનમાં લેવા જેવી વાત છે.

વિદ્યાર્થીવર્ગના દૃષ્ટિકોણુથી આ પ્રશ્નને તપાસતાં વિદ્યાર્થીવર્ગને મળતા લાભ, ગેરલાભ કરતાં વિશેષ જણુાય છે. (૧) મુખ્ય લાભ તો આર્થિક લાભ છે. વિદ્યાર્થીને ઘણે ઓછે લવાજમે જોઈતું શિક્ષણુ મળે છે. એક ખાનગી શિક્ષકને રૂા. ૨૫ કે ૩૦ આપવાને બદલે માસિક ૫ થી ૧૦ રૂપિયામાં આ કામ પતી જાય છે. (૨) વિદ્યાર્થીનો મૂળ આશય કેળવણીને બદલે ખાસ કરીને પરીક્ષા પસાર કરવાનો હોય છે. ખાનગી વર્ગમાં પરીક્ષાની દૃષ્ટિથી છેલ્લા વખતમાં આપવામાં આવતી તાલીમ માટે જો વર્ગ ચલાવનાર શિક્ષક પોતાના વિષય કે વિષયોમાં નિષ્ણુાત હોય તો, વિદ્યાર્થીને માટે ઘણી ઉપયોગી અને ફાયદાકારક નીવડે છે. આવો વર્ગ જો વિદ્યાર્થીઓના હિતને ખાતર જ અને પરીક્ષામાં તેમને મદદ આપવાના હેતુથી જ જો ચલાવવામાં આવતો હોય તો તે પરીક્ષા અગાઉ બે ત્રણુ માસ પૂર્વે જ ચાલુ કરવો જોઇએ. ખરો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આવો વર્ગ, વર્ગ ચલાવનારના દૃષ્ટિબિંદુથી આર્થિક લાભને માટે જ ચલાવાય છે અને તેથી પહેલા સત્રની શરૂઆતથી જ સીનેમાની જાહેરખબર માફક જાહેર-ખબરો છાપી આવા વગ ચાલુ કરી દેવામાં આવે છે. (૩) ખાનગી વર્ગ ખાસ કરીને નબળા વિદ્યાર્થીઓને પરીક્ષાની તૈયારી કરવા માટે ટેકારૂપ હોય છે, પણુ જો એમાં નબળા વિદ્યાર્થીની વ્યક્તિગત

મુશ્કેલીઓનો ઉકેલ કરાતો હોય તો તે ઇચ્છવાયોગ્ય છે. વાસ્તવિક રીતે જોતાં એક કલાકમાં ચાળીસ પચાસ વિદ્યાર્થીઓની વ્યક્તિગત મુશ્કેલીઓનો ઉકેલ ન થઈ શકે અને તેથી ખાનગી વર્ગની ઉપયોગિતામાં ઉણપ રહે છે. વળી અધોગતિની વાત તો એ છે કે કેટલીકવાર શાળાના શિક્ષકો તરફથી પોતાને ઘેર ચલાવવામાં આવતા ખાનગી વર્ગમાં જોડાવા માટે પોતાના વર્ગના વિદ્યાર્થીઓ ઉપર આડકતરૂં દબાણ કરવામાં આવે છે અને અનિચ્છાએ પણ કેટલાકને એ વર્ગોમાં જોડાવું પડે છે. અને વળી કેટલાક તો એવા દાખલાઓ પણ મળી આવે છે કે આવા શિક્ષણવર્ગો શિક્ષકના ભાડાના ઘરમાં ચલાવવામાં આવે છે અને તેમાં હવાઉજાસ વગરના એકાદ ઓરડામાં પચીસત્રીસ શિષ્યોને બકરાં ઘેટાંની માફક પૂરવામાં આવે છે. અને તેમને સાદડી ઉપર નીચી ડોકે બેસીને ભણવાનું હોય છે. ઉનાળાની અસહ્ય ગરમીમાં પણ આમ ગાડું હંકારવામાં આવે છે. અને કયાંક કયાંક ખાનગી વર્ગના શિષ્યને શિક્ષકના ઘર માટે દૂધ, દહીં કે પાન લેવા અને શિક્ષકના બચુને હીંચોળવાનું કામ પણ કરવું પડે છે. આ બધી તો જાણે ખાનગી વર્ગની કાળી બાજુની વાત થઈ. ધોળી બાજુ વિષે પહેલા બે લાભોમાં ગણત્રી થઈ ગઈ છે.

ખરી કેળવણીના આદર્શથી તો જ્યારે હાલની શાળાઓ ઘણે દૂર છે ત્યારે ખાનગી વર્ગો ઘણા વધારે દૂર હોય એમાં નવાઈ જેવું કશું નથી. આધુનિક કેળવણી પણ કેટલેક અંશે દોષિત છે તો પછી ખાનગી વર્ગોનો મૂળ હેતુ કેળવણી ન હોવાથી અને શિક્ષકના આર્થિક લાભનું ત્યાં પ્રાધાન્ય હોવાથી, તે વર્ગો શિક્ષણ વિષયક દૃષ્ટિથી ઓછા લાભદાયી છે. આ વર્ગોનો ઉપયોગ ફક્ત પરીક્ષાની તૈયારી પૂરતોજ છે અને એટલે અંશે એ ઉપયોગી થઈ પડે છે, પણ કેળવણી એટલે 'સંસ્કારપ્રાપ્તિ' એવો અર્થ થાય છે અને ખાનગી વર્ગ સંસ્કારથી ઘણો દૂર છે એમ સહુ કોઈ કબુલ કરશે.

ઘણીવાર ખાનગી વર્ગ ચલાવનાર પ્રચારશૂરા શિક્ષકો પોતાના વખાણની ડિમ ડિમ વગાડે છે અને કહે છે કે તેમના શિક્ષણવર્ગનો લાભ લેનાર વિદ્યાર્થીઓમાંથી સેંકડે નેવુ ટકા વિદ્યાર્થીઓ પરીક્ષાઓમાં ઉત્તીર્ણ થયા છે અને થાય છે. પરન્તુ તેના આંકડાઓ રજુ કરવામાં આવતા નથી. અને એ આંકડાઓ કેટલીકવાર ભ્રમ ઉત્પન્ન કરનાર અથવા ગોળ ગોળ હોય છે. ખરા અને ચોકસ આંકડાઓ જો વ્યવસ્થિત રીતે જાહેર પ્રજા સમક્ષ મૂકવામાં આવે અને શિષ્યોનું નોંધણીપત્રક ઉઘાડું રાખવામાં આવે તો શિક્ષકની ન્યાયપ્રિયતા અને પ્રામાણિકપણા ઉપર જનતાને વિશ્વાસ બેસે.

આવા ખાનગી વર્ગો સરકારી કેળવણીખાતાએ ચલાવવા દેવા કે કેમ એ એક ગંભીર પ્રશ્ન છે. તેમજ ખાનગી માધ્યમિક શાળાઓએ એમાં સીધો કે આડકતરો સાથ આપવો કે કેમ એ બીજો પ્રશ્ન છે. કેટલીકવાર એવું જોવામાં આવે છે કે કોઈક માધ્યમિક શાળાના સંચાલકો આવા ખાનગી વર્ગોમાં ન જોડાવા માટે વિદ્યાર્થીઓને ખાસ સૂચનાઓ આપે છે અને તેની વિરુદ્ધ મોટાં ભાષણો પણ આપે છે જ્યારે બીજી બાજુએ કેટલાક સંચાલકો પોતાના શિક્ષકો ચલાવતા હોય એવા ખાનગી વર્ગોમાં જોડાવા માટે વિદ્યાર્થીઓને સીધી કે આડકતરી સૂચનાઓ આપે છે અને એ વર્ગો ચલાવનાર શિક્ષકો પ્રત્યે સહાનુભૂતિ બતાવે છે. આવી સહાનુભૂતિ કે આવા વિરોધનાં શાં શાં કારણો હોય છે તેની વિગત માટે એક મોટો લેખ લખી શકાય, પણ એ બાબતો પ્રસ્તુત વિષય સાથે બહુ સંબંધ નહિ ધરાવતી હોવાથી એ બાબતોનો બહુ ઉલ્લેખ નથી કર્યો. નફાખોરીના ધોરણે ચોમાસાના અળસિયાંની માફક ફૂટી નીકળતા ખાનગી વર્ગો સામે લાલ બત્તી ધરવાની ખાસ જરૂર છે એવું તો સહુ કોઈ કબુલ કરશે જ.

જે શાળાઓના શિક્ષકો તરફથી આવા ખાનગી વર્ગો ચલાવવામાં આવતા હોય તે શાળાઓના સંચાલકોએ નીચેની બાબતો ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

(૧) સામાન્ય રીતે આવા ખાનગી વર્ગો ચલાવવા દેવાની છૂટ સંચાલકોએ ન આપવી જોઇએ. એ ઘણા હર્ષની વાત છે કે કેટલાક સારી શાળાઓના સંચાલકો તો આવા ખાનગી વર્ગ ચલાવવાની બિલકુલ રજા આપતા નથી એટલુંજ નહિ, પરન્તુ નોકરીમાં દાખલ કરતી વખતે વર્ગ ન ચલાવવા સંબંધી ખાસ સૂચના આપે છે.

(૨) વર્ગ ચલાવનાર શિક્ષકોને વિષયોના કે વિષયના વર્ગ ચલાવે છે તે ચલાવવાને તેઓ લાયક છે કે કેમ, તે સંબંધી સંચાલકોએ ન્યાયપૂર્વક નિર્ણય કરવો જોઇએ. અને તે બાબત ઘટતું કરવું.

(૩) ખાનગી વર્ગ ન ચલાવવાની ફરજ ન પાડી શકે તો સંચાલકોએ વર્ગ ચલાવવા માટે વિદ્યાર્થીઓની અમુક જ સંખ્યા નક્કી કરવી જોઇએ.

(૪) ખાનગી વર્ગ એકલી નફાખોરીના આશયથી નથી ચલાવવામાં આવતો પરન્તુ એમાં વિદ્યાર્થીઓના હિત તરફ ખરૂં લક્ષ અપાય છે તે બાબત શાળાના સંચાલકોએ તપાસ રાખવી.

---

સવારની પ્રાર્થના સમયે સભરભરી શાળા



સ્થળ : બેલેન્ટાઇનની હવેલી ] [ ત્રણ દરવાજા

## ટ્યુટોરિઅલ હાઇસ્કૂલ, અમદાવાદ

સંઘ વ્યાયામ વખતે શાળાના વિદ્યાર્થીઓ



સ્થળ : ટંકશાળ ] તા. ૮-૧૨-૧૯૩૯ [ કાળુપુર

# મુજ નાવ તરી....

[ તોટક ]

મુજ નાવ અભ્યાસતણી ન તરે,
નહિ વારિ ઊંડું અનુશિષ્ટિ રૂપે;
મુજ હામ-હલેસું અતીય ચલે,
પણ નાવ કહી જલવીણ સરે ! (૧)

મુજ બાંધવ જ્યેષ્ઠ કહે મુજને,
'તુજ નાવ કહાં ગતિશૂન્ય અરે !
વહવો અહીં 'શાળ ટયુટોરિઅલે
તુજ જેથી તરી ગત-વિઘ્ન તરે.' (૨)

અહીં શિક્ષકનો ગણ મેઘ દીસે
અનુશિષ્ટિ-જલે સહુ 'શાળ ભરે;
જહીં ભ્રાત-ભગિની સહુય તરે
નિજ નાવ; હૃદે ગુરુ આશ ધરે. (૩)

મુજ નાવ તરી, નહિ વિઘ્ન કંઈ,
સમ પંખી-ગતિ દૃઢ, વ્યોમમહીં.
'બહુ નાવ વહે અતિ સ્વસ્થગતિ'
દિન દિન ચહું મુજ 'શાળ તુંથી. (૪)

વિકસે જ્યમ લેખ શશાંકતણી
નિજ કીર્ણ-પીંછી ગ્રહી ઓપ દઈ
સમ રૂપ્ય, અહો !, નભદેશ વિષે,
વિકસો, મુજ 'શાળ, તું એ યશને. (૫)

× × × × ×

[ વસંતતિલકા ]

રૌપ્યમહોત્સવ રૂપે પટ 'શાળ ધારે,
સંસ્કાર-ભાત—અનુશિષ્ટિ—પટે શું શોભે !
જાણે અહો ! ગભીર-આકૃતિ દીવ્ય મૂર્તિ !
વંદું તને હૃદયથી મુજ માતૃભાવે. (૬)

હરિવદન અ. મહેતા

# આજની માધ્યમિક કેળવણીના અંગોની સમીક્ષા

લેખક

શ્રી. એંગારજી કા. ચૌહાણ

બી. એ.

**આ**જે ટ્યુટોરિઅલ હાઈસ્કૂલ પોતાની ઉજ્જવળ કારકિર્દીનાં પચીસ વર્ષ પૂરાં કરે છે. માધ્યમિક કેળવણીના ક્ષેત્રમાં અનેક રીતે કપરા સંજોગોમાં શાળાએ તેમના સંચાલકોના ઉચ્ચ આદર્શ તથા તેમને અમલમાં મૂકવાના સતત પ્રયત્નોથી પોતાના કાર્યના ફાળા રૂપ ઉચ્ચ કક્ષાના નાગરિકો ગુજરાતને–દેશને આપ્યા છે. તે માટે તેના યશસ્વી જીવનની પા સદીએ અભિનંદનના બે શબ્દ લખતાં લખતાં કેળવણીનું સાચું ધ્યેય શું હોવું જોઈએ તથા આજે ઘણીખરી શાળાઓમાં શું ચાલી રહ્યું છે તે વિષે વિચારો ઉપર મન સહજ તણાય છે. વળી કોઈ શાળાના સંચાલકો ગમે તેવા સારા હોય, પરોપકાર દષ્ટિવાળા હોય, અને તેટલા નિઃસ્વાર્થ રહી શાળાના અંગોને વિકસાવી કેળવણીના ઉચ્ચ આશયને પોષવા મથતા હોય, છતાં પણ કેળવણી માટે નક્કી થયેલી હિંદની પ્રજાના વ્યક્તિત્વના વિકાસ ઉપર જરાયે દષ્ટિ વિનાની આજની કેળવણીની પદ્ધતિ, કેળવણી જેવા વિષય ઉપર અપાતું દુર્લક્ષ્ય, તેના પવિત્ર ક્ષેત્રમાં ઘુસેલું પેટભરાપણું તથા કેવળ અંગત લાભાલાભની દષ્ટિથી થતી ખોટી સ્પર્ધામાં તેમને નભવાનું હોવાથી તે બીચારાઓની કફોડી સ્થિતિ જોતાં, જો સારા સંયોગોમાં–કેળવણીને યોગ્ય અનુકૂળ સંયોગોમાં–તેમને કાર્ય કરવાનું હોય તો તે કાર્ય કેવું દીપી નીકળે તે વિષે વિચારોની પરંપરા અંતરપટ ઉપર સ્વાભાવિક ખડી થાય છે.

કેળવણીનું ધ્યેય અતિ ઉદાત્ત છે. તેનો અર્થ અતિ વિશાળ છે. તેની અસર એકલા દેશના નહિ પરંતુ સમગ્ર માનવ જીવન ઉપર અતિશય વિસ્તૃત તથા સર્વગ્રાહી છે. કેળવણી એટલે મનુષ્યમાં રહેલ તમામ શક્તિના સર્વાંગ વિકાસનું કારણ. કેળવણી એટલે મનુષ્યને માનવતાની ઉત્તમોત્તમ અવસ્થાએ પહોંચાડનારૂં સાધન. એક મહાપુરુષ માણસને પશુથી કાંઈક ચઢીયાતો તથા દેવથી જરાક ઉતરતો ગણે છે. પશુના દોષો નિવારી દૈવી સંપત્તિના અધિકારી બનાવનાર વસ્તુ તે કેળવણી. આત્માનાં અપરિમિત માધુર્ય તથા મનુષ્ય માનસની ઉંડામાં ઉંડી ઉદાર વૃત્તિ, ભાવ તથા શક્તિ જાગ્રત કરે તેનું નામ કેળવણી. છેવટમાં મનુષ્યના મનુષ્ય તરીકેના તમામ દોષો, શારીરિક, માનસિક કે નૈતિક–તમામ–બંધનોમાંથી મુક્તિ આપે તેનું જ નામ કેળવણી.

આ દષ્ટિએ આજ હિંદમાં શું ચાલી રહ્યું છે? સરકાર આ માટે કેટલું અને શું કરે છે? આજની શાળાઓમાં બાળકો તથા શિક્ષકોની શી પરિસ્થિતિ છે? યુનિવર્સિટી તથા કેળવણી માટે જવાબદાર અન્ય મહાસંસ્થાઓ શું કરે છે?–આ બધું જરા

વિચારવા જેવું છે. કારણ, આ બાબત ઉપર જ કોઈ પણ દેશના ભવિષ્યનાં ઘડતર અવલંબે છે.

આજની શાળાઓ આજે અપાઇ રહેલી કેળવણીનાં ફળને-હિંદની પરિસ્થિતિને-સ્પષ્ટ ખ્યાલ આપી શકે તેમ છે. શાળામાં અભ્યાસ કરતા કિશોરો તથા ત્યાંના શિક્ષકો રૂપ આરસીમાં દેશના ભૂતકાળ, વર્તમાનકાળ તથા ભવિષ્યકાળના ગૌરવ તથા અધોગતિનાં, તેની શારીરિક, માનસિક, નૈતિક કે આર્થિક તમામ સૂક્ષ્મ બાબતોનાં પ્રતિબિંબો નિહાળી શકાય તેમ છે. દાખલા તરીકે આજની પદ્ધતિથી ચાલતી ગમે તે એકાદ શાળાના ગમે તે વર્ગમાં દાખલ થતાં ૪૦ વિદ્યાર્થીઓમાંથી ૩૫ વિદ્યાર્થીઓ શરીરે માયકાંગલાં દેખાય તો તે દશ્ય દેશના ૪૦ કુટુંબોમાંથી ૩૫ કુટુંબોની ભયંકર સ્થિતિ સિવાય બીજું શું સૂચવે છે? તેમનાં શરીર, તેમનાં માબાપોની શારીરિક, આંતરિક તેમજ આર્થિક શક્તિનાં સૂચકો નથી? બાળકોના ઇન્દ્રિય અંતઃકરણની અસ્થિરતા, સ્મરણ-શક્તિની અલ્પતા, નિગ્રહની ખામી, એકાગ્રવૃત્તિ અથવા માનસિક કે નૈતિક હિંમતનો અભાવ વગેરે ખામીઓ જે સમાજમાં તે જનમ્યા છે તથા ઉછરે છે તે સમાજની ખામીઓ સ્પષ્ટ રીતે નથી સૂચવતાં? આપણાં બાળકો આપણી પ્રજા તરીકેની, મનુષ્ય તરીકેની અનેક સૂક્ષ્મ બાબતોના સ્થૂળ પ્રતિબિંબો છે. તેના કુમળા ચહેરા ઉપરની નિસ્તેજતામાં હિંદી પ્રજાની સેંકડો વર્ષની નિસ્તેજતા સમાએલી છે. તેમની માનસિક અશક્તિઓમાં હિંદવાસીઓના માનસ ઉપર પડેલા આઘાત-પ્રત્યાઘાતોના પડછાયા તરવરે છે. તેમનામાં સામાન્ય નૈતિક હિંમતની ખામી, વર્તનમાં બાયલાપણું વગેરેમાં પ્રજા તરીકેની આપણી હણાઈ ગએલી નહિ તો કચડાઈ ગએલી નૈતિક શક્તિઓના ચિહ્નોની સૂક્ષ્મ રેખાઓ રહેલી જોઈ શકાય છે.

અને આજના શિક્ષકના શા દિદાર છે? તેની આગળ શા આદર્શ છે? આજનો શિક્ષક પણ આજની જ કેળવણીનું ફરજંદ છે. તેના શરીર સામું જુઓ. ત્હેનામાં મનુષ્ય તરીકેનું-આપણા શિષ્ટ સમાજના પ્રતિનિધિ તરીકેનું-વ્યક્તિત્વ તપાસો. ત્રીસ પાંત્રીસ વર્ષનો આજનો યુવાન શિક્ષક પીઠથી વળી ગએલો, ચિન્તાથી ખવાઈ ગએલો, વ્યવહારની ઉપાધિથી દબાઈ ગએલો, તેના અધિકારીથી ડઘાઈ ગએલો, અને આથી સમાજમાં હિણુપત પામેલો, અર્ધ વિભ્રાંત સ્થિતિમાં ફરતો, ઉત્સાહ રહિત કામકાજ કરતો, નિરાધાર સ્થિતિમાં ડચકાં ખાતો, માંડમાંડ જીવન ગુજારતો, લગભગ હીરશૂન્ય માલમ પડે છે. નથી તેને વિચાર તેમ જ કર્તવ્યની સ્વતંત્રતા, નથી તેને પોતાના હાથમાંનાં બાળકોનાં માનસિક કે નૈતિક વિકાસ માટે વિચાર કરવાને બળ કે અવકાશ. કેળવણીના ધંધાને તે અંતરથી વળગ્યો નથી, પરંતુ કોઈ અન્ય ધંધાના અભાવે કેવળ ભરણપોષણના પ્રશ્ને તેને તેમાં વળગાડયો છે. પંદર સત્તર વર્ષ સુધી આજની 'વિદ્યા' મેળવ્યા પછી તે નિરાધાર છે. શાળાના માલિકોની સહિષ્ણુતા તથા દિલસોજી ઉપર જ તેને નભવાનું છે. તેના મનનક્ષેત્રમાં નથી આત્મવિકાસને સ્થાન, નથી બાળકોના વિકાસને સ્થાન. પોતાના તથા પોતાના ઉપર અવલંબતા બહોળા કુટુંબનો નિર્વાહ એ જ તેનું 'કેળવણી' માટેના ધંધામાં પડવામાં પ્રથમ લક્ષ્યબિંદુ છે.

અને આજે દેશના સર્વાંગ વિકાસ તથા હિતની જવાબદારીવાળા સત્તાધારીઓ-સરકાર-આ કેળવણી જેવી બાબત ઉપર શું નજર રાખે છે? શું સાધન કે સગવડ આપે છે?

કોઈકને બસો પાંચસો કે કોઈ ને બે ચાર હજારની 'ગ્રાંટ' આપી, બીજાને તેનો મોહ બતાવી, યુનિવર્સિટી જેવી સંસ્થાઓ ઉભી કરી, બે ચાર ઇન્સ્પેકટરો નીમી, સરકાર પોતાના વાલીપણા નીચેની પ્રજાની કેળવણીની ફરજમાં પોતાને કૃતકૃત્ય માને છે.

સરકાર નિયુક્ત આ ઇન્સ્પેકટર સાહેબો વર્ષમાં ગમે તે પોતાને અનુકૂળ સમયે બે ત્રણ દિવસ દરેક શાળા તપાસવા આવે છે. આવતા પહેલાં શાળાના સંચાલકોને એકાદ માસ પહેલાં તે બાબતની લેખિત ખબર આપે છે. તેઓશ્રી તેમનાથી કાંઈક ઉતરતી કક્ષાના ત્રણચાર મદદનીશો તથા હિસાબકિતાબના ચોપડા તપાસવામાં સારી રીતે ટેવાએલા હોય તેવા

એ કારકુનો સાથે શાળામાં આવે છે. દરેક ધોરણના એકાદ વર્ગમાં વધુમાં વધુ અર્ધો પોણો કલાક બેસે છે. શિક્ષક કેમ પાઠ આપે છે, અથવા તેણે જે પાઠ શિખવ્યા હોય તેમાંનું વિદ્યાર્થીને કેટલું આવડે છે તે બે ચાર ગમે તે પ્રશ્નો પુસ્તકનું ગમે તે પાનું ઉઘાડીને પૂછી, શિક્ષક તેમજ વિદ્યાર્થીની હુશિયારી, ડહાપણ, અક્કલ, આવડત, તથા આખા વર્ષનો તેમનો માનસિક વિકાસ નક્કી કરી લઈ, કયારેક શિક્ષકને ઉપદેશ તો કયારેક શાળાના મોટા શિક્ષક કે સંચાલક સાથે હોય તો તેમને 'મુદ્દા'ની સૂચના આપી, આ બે ત્રણ દિવસમાં શાળાના માલિકોને વૈતરણી નદી ઓળંગવા જેવો અનુભવ કરાવી, જેમ આવ્યા હતા તેમ માનમર્તબા સાથે પાછા ફરે છે. આ સાહેબો શાળાના પ્રાણદાતા છે; કારણ તેમના અભિપ્રાય ઉપર શાળાનું જીવવું અવલંબે છે. તેઓ સાહેબ કયારેક કોઈ શાળાને બંધ કરાવી શકે છે, કયારેક કોઈને એકાદ વર્ષ વધુ જીવવા દેવી તેવી ભલામણ કરે છે, તો કયારેક કોઈને અમરપટ્ટો પણ લખી આપે છે. શાળાએ જે નવા વિદ્યાર્થીઓ લીધા તે કાયદેસર છે કે કેમ, શાળાએ જે પૈસાની આવક જાવક લખ્યાં તે થયાં તે જ પ્રમાણે લખ્યાં છે કે કેમ, શિક્ષકોને પગાર ચોપડામાં લખ્યા મુજબ તથા દરમહિને નિયમિતરીતે આપ્યો છે કે કેમ, દરેક ધોરણમાં વાર્ષિક 'પ્રમોશન' યોગ્ય કડકાઇપૂર્વક અપાયાં છે કે કેમ, તથા છેવટે મેટ્રીકની પરીક્ષા માટે તૈયાર કરેલ ઉમેદવારોમાંથી ઉત્તીર્ણ થનાર વિદ્યાર્થીઓની સંખ્યા ઠીક ઠીક છે કે કેમ, વગેરે જોઈ શાળાનું ભવિષ્ય નક્કી કરે છે. આ બાબતનો રીપોર્ટ સરકારી ફુલસ્કેપ કાગળોમાં ટાઇપ થઇને એકાદ બે માસમાં તૈયાર થાય છે. તેમાં અમુક વર્ગમાં વિદ્યાર્થી બહુ ધીમો કે બહુ ઉતાવળો વાંચતો હતો, અમુક વર્ગમાં તેમણે પૂછેલ પ્રશ્નોના ઉત્તર વિદ્યાર્થીઓ ઝડપથી આપી શકયા નહોતા, અમુક નોટબુકો જોઇએ તેવી સ્વચ્છ ન હતી, વગેરે બાબતો ઉપર શાળાના સંચાલકોનું ધ્યાન ખેંચેલું હોય છે. ભવિષ્યમાં તે બાબત ઉપર વધુ ધ્યાન આપવાનાં સૂચનો, બે ચાર ઠપકા, તથા બીજે વર્ષે સુધારો એક નહિ થાય તો સરકાર તરફથી અપાતી 'ગ્રાંટ' ઓછી કે બંધ કરવાનો નિર્દેશ પણ તેમાં કયારેક હોય છે. શાળામાં 'ટ્રેઇન્ડ' શિક્ષકો વધારવા તેવી એક ખાસ ભલામણ પણ આ રીપોર્ટમાં હોય છે. ઘણે ભાગે, તે ઉપરાંત તેમાં નથી હોતું બાળકોને શિખવવામાં આવતા કેટલાક વિષયોની નિરર્થકતા ઉપર કે ચલાવવામાં આવતાં ઘણાંય પાઠચપુસ્તકોની નિર્માલ્યતા ઉપર વિચારશીલ અવલોકન, નથી હોતા બાળકોનાં શરીર ઉપર કાંઈ અભિપ્રાય; નથી હોતા તેમના અંતરના સાચા બળના વિકાસ કે સગવડ ઉપર વિચાર; નથી હોતા તેમના અને તે દ્વારા દેશના ભવિષ્ય ઉપર કાંઈ મૌલિક સૂચનો.

મોટે ભાગે આવા રીપોર્ટોથી કોઈ જાતનું કેળવણી-ની બાબતમાં ખાસ માર્ગસૂચન થતું તો જણાતું નથી. પરંતુ તેનો પ્રથમ ઉપયોગ તો કચડાઈ રહેલા શિક્ષકોને વધુ કચડવામાં જ થાય છે. તેની બિનલાયકાતના પોકારો થાય છે. પોતાના ધંધા માટે લાયકાત મેળવવા તેની આગળ વખતોવખત ઢોલ પિટાય છે. 'બી. ટી.' કૉલેજમાં એક વર્ષ જઈ આવવા માટે દાખલ થવા અરજી કરવા અને તેમ કરવા છતાં પણ ત્યાં દાખલ ન કરે તો ઘેર બેઠાં બે ચાર પુસ્તકો વાંચી, એક પરીક્ષા આપી તેમાં પાસ થવાય તો ત્યાર પછી એકલા ઈન્સ્પેકટર સાહેબ આગળ બે ખાસ પાઠ આપી તેઓ સાહેબને ખુશ કરી 'કેળવણી'ના ધંધાની લાયકાતનું સર્ટીફિકેટ ગમે તે ખર્ચે તથા શારીરિક કે માનસિક સુખસગવડના ભોગે પણ મેળવી લાવવા માટે જબરૂં દબાણ થાય છે. સરકારી 'ગ્રાંટ' લેતી શાળાઓમાં આ બધું શિક્ષણના ઉચ્ચ સિદ્ધાંતોના નામે બહુજ ગંભીરતાપૂર્વક સૂચવાય છે. જ્યારે યુનિવર્સિટી તેમજ સમાજમાં અનેક કારણોને લીધે વધુ લાગવગ ધરાવતી તથા આ ઈન્સ્પેકટર સાહેબોની આવી ભલામણો વગર ચલાવી શકે તેવી શાળાઓના માલિકોને આની કાંઈ પડી હોતી નથી. આ ધંધામાં ઓછી મહેનતે સારો લાભ છે તે આશાથી તાજી જ બહાર નીકળી આવેલી શાળાઓ માસિક દશ પંદર રૂપિયા વધુ ખર્ચી આવા 'ટ્રેઇન્ડ'

ગણાતા એક બે શિક્ષકો તાત્કાલિક પોતાના 'સ્ટાફ' ઉપર ગોઠવે છે. ઇન્સ્પેક્શન વિત્યા બાદ તથા સરકારી મંજુરી મેળવી લીધા બાદ, શાળાએ આવા "ટ્રેઇન્ડ" શિક્ષકો વગેરે રાખવામાં કરેલ ખાસ વધુ ખર્ચનો બદલો કઇ રીતે અને કઇ દિશામાં વાળી લેવો તે બાબતમાં પોતાની કુદરતી નિષ્ણાતતા બહુ સફાઇથી અજમાવે છે.

આજકાલ શિક્ષકોની 'ટ્રેઈનીંગ' ઉપર બહુ જ ગંભીરતાપૂર્વક ભાર મૂકવામાં આવે છે. તેને માટે ત્રણચાર કૉલેજો ઇલાકામાં ખૂલી છે. આ કૉલેજો લગભગ 'Enchanted Island'–કામરૂ ભૂમિ–જેવી જ ચમત્કારી મનાય છે. ત્યાંના 'training'–દાતાઓ Prospero જેવા અજબ ઇલમીઓ ગણાય છે. કારણ, છ આઠ માસ આ ભૂમિમાં વસવાટથી તથા તેમના હાથ નીચે કામ કર્યાથી, ગમે તેવી લગભગ તમામ પામર વ્યક્તિઓનું પણ 'આદર્શ શિક્ષકો' માં પરિવર્તન થઈ જતું હોય તેમ માનવા મનાવવામાં આવે છે. જ્યારે ઘણે ભાગે તો આવી કૉલેજોમાં જઇ આવનારમાં જો કાંઈ ફેરફાર થતો હોય તો તે ફક્ત એટલો જ કે ત્યાં જઈ આવ્યા પછી તે બાઇ બીજા દેશોમાં ત્યાંના સંયોગોમાં નક્કી કરાયેલ તથા ત્યાંની પ્રજાના સંજોગોને અનુકૂળ શિક્ષણના અમુક સિદ્ધાંતોની પોપટની પેઠે રૂપાળી વાતો જ કરે છે. પોતાના વિષયો શિખવવાની કળા ઉપર જરૂર કાંઇક સાંભળવાનું, જોવાનું કે તે માટે જાતે પ્રયત્ન કરવાનું ત્યાં મળતું હશે, પરંતુ સાચા શિક્ષકોને લાયક માણસ તરીકેના ગુણો, જેવા કે સંયમ, નિઃસ્વાર્થતા, વધુ જ્ઞાન મેળવવાની સહજ ઇચ્છા, સ્વતંત્ર ઉંડો વિચાર તથા તેને અમલમાં મૂકવાની ધગશ, ખંત, હિંમત તથા બળ, બાળકો માટે અતિશય લાગણી તથા પ્રેમ તથા તેમના હિત માટે અખંડ ચિન્તન અને છેવટે નૈતિક નિડરતા,–તેમાં રંચ જેટલો ફેર આ કૉલેજોમાં જઈ આવ્યાથી પડતો હોય તેવું ખાસ જણાતું નથી. અને ખાસ 'ટ્રેઈનીંગ' તો આ ગુણોની જ જોઈએ; જે 'ટ્રેઈનીંગ' તો શિક્ષકનો રોજરોજનો અનુભવ, તે ઉપર વિચાર, તેને અમલમાં મૂકવાની સગવડ તથા સાધન જ આપી શકે. જ્યાં સુધી આ માટેની સગવડો આપી, શિક્ષકોમાં આવા ગુણો કેળવાય તેવી વ્યવસ્થા કરવામાં ન આવે ત્યાં સુધી બહારની કોઈ પણ પદ્ધતિનું શિક્ષણ ફાયદો ન જ કરી શકે તે વાત દીવા જેવી છે. નીર વલોવ્યે નવનીત કદિ ન જ મળે. મનુષ્ય તરીકેના આવા ઉચ્ચ ગુણો કેળવ્યા વિના આજની બી. ટી. કૉલેજોની 'ટ્રેઇનીંગ'ની અસર તો ઉલટી કેળવણીના કાર્યમાં કદાચ બહુ જ નુકસાનકર્તા પણ નીવડે. કારણ, શિક્ષકમાં પોતામાં રહેલા દુર્ગુણોને તે 'ટ્રેઇનીંગ'થી વધુ ખૂબીથી ઢાંકી શકાશે. તેમ કરવામાં તેનો ઉપયોગ થાય તે બહુ સંભવિત છે. પોતામાં રહેલ ચારિત્ર્યદોષનું સિંચન નિર્દોષ બાળકોમાં 'છેલ્લી ઢબે' થઈ જવાનો પણ ભય છે.

વળી આજની શાળાઓ ચલાવનારના ઘણાખરાના ધ્યેય શાં છે? મૅટ્રીકની પરીક્ષામાં સારૂં પરિણામ લાવવા ગમે તેમ પ્રયત્નો કરી, નસીબ જોગે તે કાંઇક ઠીક આવતાં, તે પ્રત્યે સમાજનું ધ્યાન ખેંચી વિદ્યાર્થીઓની સંખ્યા વધે અને આથી પોતાની અંગત આર્થિક મહત્ત્વાકાંક્ષાઓ સંતોષાય તે જ આજના કહેવાતા ઘણાખરા 'કેળવણીકારો'ની નેમ હોય છે. તે વાત હવે એટલી બધી ઉઘાડી થઇ ગઇ છે કે કેટલાક આવી 'શાળાના શેઠીઆઓ' પોતે ઉઘાડે છોગે આમ જાહેરમાં કહેતાં પણ લજવાતા નથી. વિદ્યાર્થી કે બાપુડી શિક્ષકો મરે કે જીવે તેનું તેમને કાંઈ પડયું હોતું નથી. પોતાનું 'તરભાણું' ભરાય તે ઉપર જ તેમની તમામ હિલચાલની ઓથ હોય છે.

હિંદના બાળકોને અપાતી કેળવણીના આજે આ હાલ છે. તેની સ્થિતિ એટલી બધી દુઃખદ તથા નિરાધાર જેવી છે કે તેમાંથી તેનો છૂટકારો–ઉન્નતિ–થાય તે ઘણાને બહુ જ મુશ્કેલ જેવું જણાય છે. આજના આ રીતના કેળવણીકારોનાં દષ્ટિબિંદુઓ બદલાય નહિ ત્યાં સુધી હિંદનું જરાય લીલું થવાનું નથી. પણ આ દષ્ટિબિંદુઓ બદલાય શી રીતે? કાં તો ઇશ્વર પોતે તેમનાં હૃદય ફેરવી નાખે તો બને; પણ આપણા વગર પ્રયત્ને ઇશ્વરને આવો ચમત્કાર જણાવવાનું યોગ્ય જણાય નહિ તે સ્વાભાવિક છે. અથવા

તો દેશના ખરેખરા સાચા સેવકો આ અતિ મહત્ત્વની બાબતને શૂરવીરતાપૂર્વક યોગ્ય રીતે હાથમાં લે તો જ બને. ઇતિહાસમાં વાંચ્યા મુજબ જેમ લાકડાનાં ઘરોવાળું લંડન શહેર એકવાર ભસ્મીભૂત બની ગયું અને ત્યાર બાદ આજનું કલામય કારીગરીવાળા મકાનોવાળું સુંદર લંડન શહેર બહાર આવ્યું તેમ, અથવા તો પરશુરામે પૃથ્વીને નક્ષત્રી કરી અને ક્ષત્રિયોના સાચા ગુણ વિનાના કહેવાતા ક્ષત્રિયોથી પૃથ્વીને ચોકખી કરી તેમાં શ્રી રામચંદ્રજી જેવા સાચા ક્ષત્રિયો અવશેષ રહ્યા અને જગતનો ઉદ્ધાર થયો તેમ, એવો જ કાંઈક અકસ્માત બને કે સાચી જ પ્રજાની દાઝવાળા બુદ્ધિશાળી મહારથીઓ સત્તાધારી બને અને કેવળ સ્વાર્થી પેટભરા કહેવાતા આવા 'કેળવણીકારો'થી કેળવણી જેવા પરમ પુનિત ક્ષેત્રને ચોકખું કરે, તો જ તેમાંથી હિંદને છાજતી આદર્શ કેળવણીની રીત તથા સાધન જન્મે. બીજું કાંઇ પણ પ્રભુ હાલ ન આપે તો બહુ ફિકર નહિ, પરંતુ આવો અવસર તો હિંદને તે સત્વર આપે તો તે ય ઘણું છે. કારણ, આ રીતના પ્રાયશ્ચિત્તમાંથી જન્મતી આપણી લાયકાતમાંથી બધું ય મળી રહેશે.

પરંતુ કેળવણી માટેના ઉત્તમ આશયવાળા ખાનગી શાળાના માલિકો પણ કેટલાક છે. તેઓ ધારે તો કેળવણીનું ખરેખર અમુક હિત તો કરી શકે તેમ છે. શિક્ષકોના જીવનમાં રસ લઇ તેમની મુશ્કેલીઓ યોગ્ય પગાર, યોગ્ય વધારા વગેરે આપી દૂર કરી શકે. શાળાના લાભાલાભ સાથે તેમના લાભાલાભ કાયમ માટે જોડી, તેમનામાં શાળા માટે પોતાપણાની લાગણી ઉત્પન્ન કરી તેમને શાળાના સાચાં અંગ બનાવી શાળાના પરમ હિતના–કેળવણીના ઉચ્ચ ઉદ્દેશના–સાચા ભાગીદાર બનાવી તેમના જીવનમાં ઉત્સાહ પ્રેરી શકે, તથા તેમનાં દૃષ્ટિબિંદુ વિશાળ બનાવવામાં મદદ કરી શકે. તેમને ઘટતા આરામની, તથા સારી લાયબ્રેરી વગેરે વસાવી તેમના જ્ઞાન તથા વિચારમાં વૃદ્ધિ માટેની સગવડો યોજી શકે. તેમના આદર્શને ખીલવવા તથા તેને પ્રાપ્ત કરવા જોઈતી સ્વતંત્રતા આપી, તેમના વાનપ્રસ્થ જીવનની શાંતિ માટે કાંઈક વ્યવસ્થા કરી તેમની તે ચિંતા દૂર કરી શકે, તેમના વ્યક્તિત્વને ખીલવી શકે. વિદ્યાર્થીઓના મનને પોતાની નિઃસ્વાર્થતા, પ્રેમ, લાગણી તથા તેમના હિત માટે મહેનત વગેરેથી જીતી કેળવણીના ઉચ્ચ આદર્શોને ઝીલવા અનુકૂળ બનાવી, તેમનામાં ચારિત્ર્ય, સ્વતંત્ર વિચાર, પરોપકારવૃત્તિ, યોગ્ય સંયમ, દેશદાઝ, ડહાપણ, વિવેક, બહાદૂરી વગેરે મહાન ગુણો સીંચી શકે. જુદા જુદા વિષયો ઉપર ચર્ચાઓની ગોઠવણ, તેમના જ્ઞાનવિકાસને અનુકૂળ વાચનાલયો, મર્દાની રમતગમતો વગેરે માટે સાધન તથા સગવડ વસાવી, તે માટે તેમનો ઉત્સાહ વધારી, તેમનાં મન તથા શરીરને હિંદની પ્રજાને છાજતી રીતે જરૂર કેળવી શકે. આજકાલ આમાંનું કેટલીક જગ્યાએ જોવામાં આવે છે, પરંતુ તે ઘણુંખરૂં દેખાવ પૂરતું જ હોય છે, અથવા પૂરતા પ્રમાણમાં હોતું નથી. કેટલેક ઠેકાણે તો શિક્ષક કે વિદ્યાર્થી કોઇને માટે સારી લાયબ્રેરી કે ડીબેટીંગ કલબ જેવું પણ હોતું નથી; અને હોય છે તો એવી નિર્જીવ સ્થિતિમાં કે તેમાંથી કોઈને જરા યે પ્રોત્સાહન ભાગ્યે જ મળે. જો ક્રિકેટ, ફૂટબૉલ, કે હૉકી જેવી રમતો રમાતી હોય તો તે ફક્ત એકાદ જ ટીમ ગમે તેમ રમે, મૅચોમાં કપ તથા શીલ્ડ માટે લડી મરે; અન્ય રમતગમતો ગોઠવાય તો તે અમુક અવસરને શોભાડવા પૂરતાં જ. પરંતુ કેળવણીની સાચી ધગશ તથા આશયવાળા સંચાલકોનું તો એ બધાં પાછળ તમામ વિદ્યાર્થી પ્રતિદિન કાંઈક ને કાંઈક ખાસ પ્રગતિ કરી કોઇ પણ ક્ષેત્રમાં ઊંચી કક્ષાએ પહોંચે, તેમનું પોતાનું, તેમના કુટુંબનું, શહેરનું દેશનું અને છેવટે જગતનું ભલું કરવામાં ખાસ મદદ રૂપ થવાનું શીખે–એક મનુષ્ય તરીકે તેના શારીરિક, માનસિક, નૈતિક તથા આધ્યાત્મિક બળોની ખિલવણી થાય એવું જ કાયમ નિશાન હોઇ શકે. અલબત્ત, પૈસાનો પ્રશ્ન આ તમામમાં જરૂર ઘણો જ જબ્બર છે. પરંતુ આ રીતે ઉચ્ચ અને શુદ્ધ આશયથી નિઃસ્વાર્થપણે તથા બુદ્ધિપૂર્વક ચાલતી શાળા સમાજને આકર્ષ્યા વિના તથા તેનું ધ્યાન ખેંચી પોતાની તમામ જરૂરિઆત જોગી આર્થિક પુષ્ટિ તથા ઉત્તેજન મેળવ્યા વિના રહે જ નહિ. અલબત્ત, તેમાં સ્વાર્થ–

ત્યાગ, ધીરજ, તથા હિંમત તો અવશ્ય જોઈએ જ. પણ આટલા ગુણ વિના કોઈએ શાળાના સંચાલક બનવું તેના કરતાં બીજા કોઈ ક્ષેત્રમાં પડવું તે પોતા તથા અન્ય સર્વ માટે વધુ શ્રેયસ્કર છે.

ટ્યુટોરિઅલ હાઈસ્કૂલના સંચાલકોએ છેલ્લાં પચીસ વર્ષમાં પોતાથી બને તેટલી ઉદારતા, મહેનત, વિચાર તથા ધીરજ દાખવ્યાં છે. તે માટે તેમને ખરેખર અભિનંદન તથા ધન્યવાદ ઘટે છે. પરમાત્મા તેમના આ ઉચ્ચ ગુણોને વિશેષ ખીલવવા તથા તેમાં વૃદ્ધિ કરવા કાયમ વધુ ને વધુ બળ તથા સુયોગ આપે, શાળા દેશની ભવિષ્યની પ્રજાની કેળવણીના અમૂલ્ય ક્ષેત્રમાં કાયમ માટે વધુ ને વધુ મૂલ્યવાન સેવા અર્પી તેમાં અધિકતર મહત્વનું અમર સ્થાન પ્રાપ્ત કરે તથા પોતાના જીવનમાં આવાં અનેક પર્વો ઉજવવા ભાગ્યશાળી બને, તેવી તે સર્વેશ્વર સર્વ-શક્તિમાન દયાળુ પાસે અંતરથી યાચના છે.

---

# મારી દષ્ટિએ

## અંગભૂત સંસ્થાનો પરિચય

લેખક

શ્રી. જયંતીલાલ ન. ધ્યાની

૧ ટ્યુટોરિઅલ હાઇસ્કૂલ
૨ યૂનીઅન હાઇસ્કૂલ
૩ સંચાલક
૪ શિક્ષક સમુદાય
૫ વાતાવરણ
૬ નિર્દોષ પ્રયત્નો
૭ ઉપસંહાર

ટ્યુટોરિઅલ હાઇસ્કૂલ ગૂજરાતના પાટનગર રાજનગરની શોભા છે. એકજ કુટુંબના પવિત્ર સંકલ્પમાંથી આ વિશાળ વિનયમંદિરનો જન્મ થયો છે. કેળવણીની દુનિયામાં એણે ઉજ્જવળ કીર્તિ પેદા કરી છે. ગૂજરાતમાં ચોતરફ એની મોહક સુગંધ પથરાયેલી છે. એનું ભવિષ્ય નિષ્કંટક લાગે છે. અનેક આશાઓને લણવાના એને મીઠા કોડ છે. અમદાવાદની ભવિષ્યત્ પ્રજા આ સરસ્વતી મંદિરને કૃપા તળે બેસી જ્ઞાનોપાસનાથી જીવનઘટ ધન્ય કરશે. વાંછું છું, કે રાજનગરના કંઠાભરણ સમી પ્રસ્તુત સંસ્થા ચંદ્રકલાવત્ ઉત્તરોત્તર ખિલો અને ચિરંજીવ બનો એ સદ્ભાવના.

ઉપરોક્ત હાઇસ્કૂલના કર્ણધારની બીજી એક જીવંત સંસ્થા ભરૂચની યૂનીઅન હાઇસ્કૂલ છે. ભરૂચના હૃદયપર ધીમે ધીમે એણે પ્રભાવ પાથરવા માંડયો છે. ગોકળગાયની ગતિએ આજે એ પ્રગતિ માર્ગને સફળ કરી રહી છે. એના સંસ્કારધન માટે ચોતરફ પૂજ્યભાવ વધતો જાય છે. સંખ્યાબળ સંતોષકારક ન છતાં ગુણબળમાં એ વિશેષ વંદનીય છે. યૂનીઅન હાઇસ્કૂલમાં ૩૫૦ વિદ્યાર્થીઓ અને ૧૭ શિક્ષકો છે. ભરૂચની સંસ્થાઓમાં સાદાઇ અને નમ્રતામાં એ પ્રથમ આવી શકે એમ મારૂં નમ્ર માનવું છે. ઘણાયે નામાંકિત બાલરત્નોની માતાસમી આ હાઇસ્કૂલ ભરૂચનું જુનું વિદ્યામંદિર છે. સંચાલક મહાશય તરફથી પ્રસંગાનુકૂળ યોગ્ય દિશાસૂચન થયાજ કરે છે. એનું સ્વાસ્થ્ય આજે તો સુંદર છે. કંઇક કૃશ છતાં એનો ગૌરવભર્યો તેજસ્વી ચહેરો સ્તુતિપાત્ર છે.

યૂનીઅન હાઇસ્કૂલના સંચાલક વિદ્વાન, કર્તવ્યનિષ્ઠ, બાલપ્રેમી, અને વિદ્યાવ્યાસંગી છે. સંસ્કારધન ખીલવવા પ્રત્યે એમનો આગ્રહ સૌથી વધારે જોઇ શકયો છું. નિયમિત જીવન જીવવાની એમને વધારે ઉત્કંઠા છે. શિક્ષકો અને બાલકોને એમની યોગ્યતા પ્રમાણે સન્માને છે. અમદાવાદની અને ભરૂચની ભાંડુ જેવી સંસ્થાઓના એ પિતા છતાં નિરભિમાન દષ્ટિએ પોતાનું વર્ચસ્વ બન્ને સંસ્થાઓ પર પાથરે છે. હું સંચાલક મહાશયના ગાઢ સંપર્કમાં આવ્યો છું. બ્રાહ્મમુહૂર્તે ઉઠી પ્રાતર્વિધિથી નિવૃત્ત થઈ શુદ્ધ વાયુસેવનનો શોખ માણવા તેઓ ભરૂચમાં હોય ત્યારે મને નિમંત્રે છે. બાલકોના વિચાર સિવાયની ભાગ્યેજ કોઈ ઘડી એમણે ગુમાવી હશે. ભાષાશુદ્ધિ અને વિચાર-

શુદ્ધિ માટે શિક્ષકોનો–બાલકોની નોંધપોથીનો શ્રમ ઝીણવટથી તપાસવાની એમની કળા અનોખી જ છે. ટગુમગુ માર્ગક્રમણ કરતી આ હાઈસ્કૂલમાં એઓશ્રીએ નવજીવન સીંચી એને પગ ભર કરી છે; અને અભ્યાસક દૃષ્ટિએ એમાં સમયોચિત રૂપાંતર કર્યું છે. આજે આખાએ શહેરનું ધ્યાન દોરવા સંચાલક શક્તિવાન થયા લાગે છે.

સંસ્થાને મળેલો શિક્ષકસમુદાય કદર કરવા જેવો છે. આચાર્યને માટે આદર્શ ગૃહસ્થનું જ વિશેષણ વાપરી શકાય. વિદ્યાધ્યયન એમનો પવિત્ર વ્યવસાય છે. આખી સંસ્થા પર એમના સૌજન્યની મીઠી છાપ છે.

એવું બીજું એક સાહિત્ય પ્રેમીરત્ન અમારા આચાર્ય સાહેબ છે. ગાંધીયુગની પૂરેપૂરી અસરથી પોતે અલંકૃત છે. આખાયે બાલ જગતમાં પોતે વંદનીય છે. શિક્ષકોનું સંગઠન જોઈ ઘણાએ એવો ઉદ્દગાર વ્યક્ત કર્યો છે, કે ભાગ્યેજ બૃહદ્ ગૂજરાતમાંની કોઈપણ સંસ્થામાં આવો સ્નેહ સદ્દભાવ અને મૈત્રી જોયાં હશે.

આમ બધી રીતે ચૂનીઅન હાઈસ્કૂલનું આંતર–બાહ્ય વાતાવરણ સુગંધમય છે. ભાઈશ્રી સૂવર્ણકાર, ભાઈશ્રી હેમેન્ડ અને ભાઈશ્રી બંગાલી જેવી વિદ્વાન બાલત્રિપુટીને એણે પેદા કરી નામના પ્રાપ્ત કરી છે. ટયુટોરિઅલ હાઇસ્કૂલની ગોદમાં ગેલ કરતી આ નાની બાલસંસ્થાનો પરિચય આવશ્યક લેખાશે.

ચૂનીઅન હાઈસ્કૂલની આ બધી પ્રગતિ અને સંતોષ ભરૂચની બીજી હાઇસ્કૂલોનો દ્વેષ કોઈક વખતે જાગ્રત કરે છે, અને વાતાવરણને વ્યથિત કરે છે; છતાં સંચાલકની શુભનિષ્ઠા પુનઃ ચૈતન્ય સૃષ્ટિમાં એને હિંચોળે છે. કેટલાક સાત્વિક અને નિર્દોષ પ્રયત્નો આ હાઇસ્કૂલનું આરોગ્યધન વધારી રહ્યા છે. અભ્યાસ, અભ્યાસ અને અભ્યાસ એ જ આ સંસ્થાનો મુદ્રામંત્ર છે. ચારિત્રની અભિવૃદ્ધિ અર્થે પણ યથાશક્તિ પ્રયત્નો થઇ રહ્યા છે.

ટયુટોરિઅલ હાઈસ્કૂલના રૌપ્ય મહોત્સવને અનેક અભિનંદન. બન્ને ગૂજરાતના ઘડતરમાં યોગ્ય ફાળો સમર્પતી સંસ્થાઓ ચિરંજીવ બનો એ સદિચ્છા, આખાયે ગૂજરાતને આ કેળવણીમંદિરોદ્વારા સંસ્કાર, સાહિત્ય, સુવાસ પ્રાપ્ત થાઓ એ પવિત્ર આશા સાથે વિરમું છું.

# શ્રીયુત વિનાયકરાવ–

## એક માર્ગદર્શક

લેખક

**શ્રી. જયંતીલાલ દલસુખરામ દવે,**

બી. એ. એસ. ટી. સી.

ગુજરાત એટલે હિંદનું નંદનવન. તેનું પાટનગર અમદાવાદ એટલે હિંદનું માન્ચેસ્ટર. અમદાવાદમાં અનેક લક્ષ્મીનંદનો વસે છે, અનેક મીલમાલિકો અને વ્યાપારીઓ દેશપરદેશથી ધન ઘસડી લાવી અમદાવાદમાં લક્ષ્મીની રેલ રેલાવે છે. આમ અમદાવાદ લક્ષ્મીદેવીનું એક માનીતું ધામ છે.

આપણામાં એક સામાન્ય પરંતુ અતિ પ્રચલિત માન્યતા છે, અને તે ઘણે અંશે સત્ય પણ છે, કે જ્યાં લક્ષ્મીનો વાસ ત્યાં સરસ્વતીનો અભાવ.

શ્રી અને સરસ્વતીનાં સ્થાન સ્વભાવથી જ ભિન્ન છે. એક જ ધામમાં બન્નેનો વાસ ભાગ્યે જ સંભવે. અમદાવાદ આ માન્યતાનો સંપૂર્ણ અનાદર કરે છે. અમદાવાદમાં લક્ષ્મીનારાયણોના મહાલયોની સાથે અનેક સરસ્વતી મંદિરો પણ છે, અને આ સરસ્વતી મંદિરોજ અમદાવાદને જ્ઞાન અને સંસ્કારિતાથી નવાજે છે.

અમદાવાદના વિદ્યામંદિરોમાં તેની માધ્યમિક શિક્ષણ આપતી શાળાઓ ઘણોજ અગત્યનો ભાગ ભજવે છે. આવી માધ્યમિક શિક્ષણ આપતી સંસ્થાઓમાં પ્રથમ શ્રેણીની કહી શકાય એવી ઘણીજ થોડી શાળાઓ છે. જે થોડી પ્રથમ પંક્તિની શાળાઓ છે તેમાંની એક ટ્યુટોરિઅલ હાઈસ્કૂલ છે. આ શાળા આખા ગુજરાત, બલ્કે આખા મુંબાઈ ઇલાકામાં વિખ્યાત છે.

ઉપરોક્ત શાળા તા. ૧૫ મી જાન્યુઆરી ૧૯૪૦ ના દિને તેની સફળ કારકિર્દીના ૨૫ વર્ષ પુરાં કરી તેના છવીસમા વર્ષમાં પ્રવેશ કરે છે. આ પ્રસંગ સદરહુ શાળા સાથે પ્રત્યક્ષ યા પરોક્ષ રીતે સંકળાયલા સૌ કોઈને અતિ આનંદનો તેમજ તેના સંચાલક શ્રી. વિનાયકરાવ સારૂ અતિ ગૌરવપ્રદ છે.

તે એક સુદિન હતો જે દિવસે શ્રી. વિનાયકરાવે સરકારી નોકરીને તિલાંજલિ આપી. તેનાથી વધુ સુભગ દિવસતો તે હતો જે દિવસે તેમણે ટ્યુટોરિઅલ હાઈસ્કૂલની સ્થાપના કરી. અને સર્વશ્રેષ્ઠ દિવસ તે છે જે દિવસે આપણે તેનો રૌપ્યમહોત્સવ ઉજવવા ભાગ્યશાળી બન્યા છીએ.

શ્રી. વિનાયકરાવની ખરી મહત્તા તેમની શાળાને જે ઉન્નત સ્થિતિએ તેમણે આણી છે તેમાંજ રહેલી છે. શાળાની શરૂઆતમાં તેમજ વચગાળાના કેટલાક વર્ષોમાં, સામાન્ય માણસને મુંઝવી નાંખે તેવા પ્રસંગોમાં જે રીતે તેમણે પોતાની શાળાના સંચાલનનું કાર્ય કર્યું છે, તથા એક અચ્છા સુકાનીની જેમ તેમણે તે નાવ હંકારી પાર આણ્યું છે તેમાં જ તેમની કાર્યશક્તિનો અચૂક પૂરાવો છે.

અંગ્રેજીમાં મોટા માણુસ સંબંધી બે શબ્દો વપરાય છે. તેમનું 'Work' અને તેમની 'Personality' આપણે તે બન્ને અત્રે ટુંકમાં તપાસીશું.

જે કોઈ માણુસ શ્રી. વિનુભાઈના થોડા પણ પરિચયમાં આવેલો છે તે જરા પણ સંકોચ વિના એકદમ કહેશે કે શ્રી. વિનુભાઈનું 'કાર્ય' એટલે Tutorial High School અને તે શાળા અંગેની વિવિધ પ્રવૃત્તિઓ. દિવસના ચોવીસે કલાકમાં પોતાની શાળા સિવાયના વિચાર શ્રી. વિનુભાઇ ભાગ્યે જ કરતા હશે. 'મ્હારી શાળાને કેમ આદર્શ શાળા બનાવું' એ વિચાર નિરંતર તેમના મનમાં ઘોળાયા જ કરે છે. શાળાની પ્રગતિ સારૂ તેઓ અનેક યોજનાઓ વિચારે છે અને તેમનો અમલ કરે છે અને કરાવે છે. શાળાની આ ઉન્નત સ્થિતિ, વાસ્તવિક રીતે તેમના અથાગ પરિશ્રમ અને કાર્યશકિતને ઘણે અંશે આભારી છે.

શ્રી. વિનુભાઈ પોતાની શાળાને આદર્શ બનાવવાના કોડમાં કેટલીકવાર અત્યુત્સાહી થતા જોવામાં આવે છે. તેમને શાળા અંગેની પ્રત્યેક બાબતમાં સંપૂર્ણતા જોઈએ છે. પણ સંપૂર્ણતા કયા મનુષ્યના યત્નને વરી છે? તેમની આ મહેચ્છા આપણને અંગ્રેજ કવિ પોપના એક અતિ સત્ય વચનની યાદ આપે છે. તે વચન એવું છે કેઃ– 'He who expects to see perfection, wants to see something that never was before and never shall be in future.' અર્થાત્ મનુષ્યમાત્રને માટે સંપૂર્ણતાની આશા આકાશકુસુમવત અને સર્વદા અસંભવિત અને અશક્ય છે. છતાં શ્રી. વિનુભાઈ જે આશા સેવી રહ્યા છે અને જેની પાછળ જે અથાગ શ્રમ લઈ રહ્યા છે તેનું સુંદર પરિણામ આજે આપણે પ્રત્યક્ષ નિહાળી રહ્યા છીએ. One who aims at the sky is at least able to shoot at the tree.

શ્રી. વિનુભાઈ એટલે સાહસ, અડગ નિશ્ચય, અથાગ કાર્યશક્તિ, ધૈર્ય, ઉદારતા વગેરે અનેક ગુણોનું સંમિશ્રણ. ઉપરોકત ગુણોને લીધે જ તેઓશ્રી પોતાની શાળા ઉન્નત સ્થિતિએ લાવી શકયા છે અને આ યુગમાં નાગરોની ઝંખવાતી કીર્તિને કાંઈક અંશે સતેજ બનાવી શકયા છે.

પુરાતન કાળથી નાગરોએ ગુજરાત અને કાઠીઆવાડના ઇતિહાસમાં અગ્રસ્થાન ભોગવ્યું છે. નાગર જ્ઞાતિએ ઘણા કવિઓ, ભકતો, વિચારકો રાજપુરૂષો અને વિદ્વાનો ગુર્જરદેવીના ચરણમાં ઉપહાર તરીકે મુકયા છે અને તેમની ઉજ્જવળ કીર્તિથી ઇતિહાસનાં પાનાં શોભાવ્યાં છે.

સમયવર્તી થવું એ નાગરોનાં અનેક લક્ષણોમાંનું એક છે. આજનો સમય નાગરોને માટે પ્રતિકૂળ ગણાય. આ સમયમાં નાગરોની કાર્યદક્ષતા યોગ્ય કાર્યક્ષેત્રના અભાવે દીપી શકતી નથી. શ્રી. વિનુભાઇએ તેના પ્રતિકૂળ સંયોગોમાં નવો માર્ગ ચીંધી માર્ગદર્શક થવાનું ભાગ્ય પ્રાપ્ત કર્યું છે. નાગર જ્ઞાતિ પ્રત્યે આ તેમની જેવી તેવી સેવા નથી.

શ્રી. વિનુભાઈમાં નાગરોચિત ગુણો સાથે વાણિયાગત પણ છે. બળ કરતાં કળથી કામ કાઢી લેવાની તથા વાણીની મીઠાશથી વિરોધીને પણ વશ કરવાની તેમનામાં આવડત છે. વળી તેમનો વિવેક દુશ્મનોનાં પણ દિલ ડોલાવે તેવો છે. કોઈ પણ સંયોગોમાં અને કોઇપણ વ્યકિત સાથે તેમણે વિવેકની મર્યાદા ઉલ્લંઘી હોય તેવું જાણવા કે સાંભળવામાં આવ્યું નથી. તેમના હાથ નીચેના શિક્ષકો પ્રત્યે અગર વિદ્યાર્થીઓ પ્રત્યે પ્રસંગવશાત્ તેઓશ્રી કદાચ વજ્ર જેવા કઠણ બન્યાના દાખલા છે. પરંતુ સાથે સાથે પુષ્પ કરતાં પણ વધુ કોમળ બન્યાના તો તેથી પણ વધુ દાખલા છે. પ્રસંગપરત્વે અતિ કઠીનતા અને અતિ કોમળતાનો ભાવ એ મહાપુરુષ હોવાનું એક ચિહ્ન છે. આ સંબંધી કવિ ભવભૂતિનું મહાનુભાવ શ્રી. રામચંદ્રજી સંબંધી વાકય આપણને સહજ યાદ આવ્યા વિના નથી રહેતું. તે વાકયદ્વારા કવિ કહે છેઃ–

'वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि.'

શ્રી. વિનુભાઈના ગુણ જ ગાવાનો કાંઇ મ્હારો આશય નથી. દેવી વસુંધરાએ અનેક મહામૂલાં

રત્નોને તેની કૂખે જન્માવ્યાં છે અને જન્માવશે. પણ આપણા ગુજરાતની દૃષ્ટિએ એક ગુજરાતી તરીકે શ્રી. વિનુભાઇની ગણના કરતાં સાક્ષરવર્ય સ્વ. ગોવર્ધનરામભાઇના સાક્ષર શ્રી નવલરામભાઇ સંબંધી ઉચ્ચારેલાં વચનની પુનરુક્તિ અત્રે અસ્થાને નહિ ગણાય.

"મ્હોટાં નાનાં વધુ મ્હોટામાં, તો ન્હાનાં પણ મ્હોટાં;
વ્યોમ દીપ રવિ નભ બિંદુ તો, ઘર દીવડાં નહિ ખોટાં."

શ્રી. વિનુભાઇ વ્યોમદીપ રવિના જેવા ભાસ્કર કદાચ નહિ હશે, પણ નિરંતર પ્રકાશ આપતા એક તેજસ્વી તારલીઆ જેવા તો તે જરૂર છે જ. અનેક જીવન તેમણે ઉજવાળ્યાં છે અને અનેક ઉજવાળશે એ નિઃસંશય.

શ્રી. વિનાયકરાવને હું દેવ કોટિના પુરુષ કહેતો નથી. તેમનામાં પણ કેટલીક અપૂર્ણતાઓ હશે અને છે. સદ્‌ભાગે તેમની ઉણપોને સુંદર રીતે ઢાંકવાની કળા જાણનાર શ્રી. ચંદુલાલ જેવા તેમને ભાઈ અને શાળાને હેડમાસ્ટર મળ્યા છે. શ્રી. ચંદુલાલ એક ઉત્તમ મનુષ્યપરીક્ષક અને વ્યવહારકુશળ પુરુષ છે.

કોઇપણ કાર્યની સફળતાનો આધાર મોટે અંશે તેના સંચાલકની દક્ષતા ઉપર અવલંબે છે. શ્રી. વિનુભાઇ અને શ્રી. ચંદુભાઈ બન્ને કુશળ અને વ્યવહારદક્ષ પુરુષો છે. તેમના હાથ નીચે ટયુટોરિઅલ હાઇસ્કૂલ દિવસે દિવસે વધુ ને વધુ પ્રગતિમાન્ બને એમાં જરા પણ આશ્ચર્ય પામવા જેવું નથી. ટયુટોરિઅલ હાઇસ્કૂલની સફળ કારકિર્દી, તેની ઉજ્જ્વળ કીર્તિ અને રૌપ્ય મહોત્સવનો પ્રસંગ શ્રી. વિનુભાઈ તથા શ્રી. ચંદુભાઇ, રામલક્ષ્મણની જોડી જેવા, બન્ને ભાઇઓની કાર્યદક્ષતાને આભારી છે.

પ્રભુ તેમના જીવનકાર્યને મનવાંછિત સાફલ્ય આપે અને તેના ઉપર કીર્તિકલશ ચઢતો જોવાનો પ્રસંગ તેમના સર્વે હિતેચ્છુઓને આપે. એ જ અભ્યર્થના.

---

ટ્યુટોરિયલ હાઇસ્કૂલ, અમદાવાદ.

સલાહકાર મંડળના સભ્ય



સર રમણભાઇ મહીપતરામ નીલકંઠ

સૌ. શારદાબેન મહેતા

શાળાના સ્નેહસંમેલનના એકવારનાં પ્રમુખ



## ટ્યુટોરિઅલ હાઇસ્કૂલ, અમદાવાદ.

### સલાહકાર મંડળના સભ્યો



(૧)—સરદાર સર ચિનુભાઇ માધવલાલ
પહેલા બેરોનેટ



(૨)—શેઠ અંબાલાલ સારાભાઈ



(૩)—શેઠ મંગળદાસ ગિરધરલાલ



સ્વ. બળવંતરાય પરમોદરાય ઠાકોર
શાળાના સ્નેહસંમેલનના એકવારના પ્રમુખ

# મુક્તિનો માર્ગ

લેખક

શ્રી. મૂળવંતરાય વસંતરાય ત્રિપાઠી
બી. એ.

ગુલામીમાં જકડાયેલા દેશને માટે મુક્તિનો મહામાર્ગ એ કેળવણી છે. એ ગુલામ દેશમાં ગુલામી આવવાનું મૂળ કારણ કેળવણી—અને આદર્શ કેળવણીનો અભાવ સચોટ હોઇ શકે છે. હિંદ એ એક પરતંત્ર દેશ છે. એ દેશમાં શિક્ષણપ્રમાણ બીજા દેશો કરતાં ઘણું ઓછું છે. અત્યારે ગુલામી જીવનની મુક્તિ માટે રાષ્ટ્રીય કેળવણીની ખાસ આવશ્યકતા છે. આ લેખમાં આદર્શ કેળવણીથી મુક્તિની પ્રાપ્તિ સહેલી છે એ સિદ્ધાન્તનો પુરવાર કરેલો છે.

પ્રથમ 'કેળવણી' એ શબ્દનો અર્થ સમજવાની ખાસ જરૂર છે. કોઇપણ વસ્તુને કેળવીને તેને સારી, દેખાવડી અને ઉપયોગમાં આવે એવી બનાવવી એને કેળવણી કહેવામાં આવે છે. જેમ એક કડિયો મકાન ચણવાના આરામાં પ્રમાણસર રેતી, ચૂનો અને પાણી નાંખી કેળવે છે તેમ બાળકોનાં કુમળાં મગજને પૌષ્ટિક, રાષ્ટ્રીય અને અર્થપૂર્ણ રીતે કેળવવાં તેનું નામ કેળવણી કહેવાય છે. આજે મનુષ્ય—વિદ્યાર્થી—કેળવણી માટે અભ્યાસ કરતો નથી, પરંતુ પોતાનો જીવનવ્યવહાર ચલાવવા માટે, આર્થિક આપત્તિ વિપત્તિઓમાંથી મુક્તિ મેળવવા માટે શાળામાં અભ્યાસ લે છે. તેનું કારણ એટલું જ છે કે આ દેશમાં યોગ્ય કેળવણીનો અભાવ છે. શાળા કે મહાવિદ્યાલયમાંથી ઉપાધિ પ્રાપ્ત કર્યા પછી તરત જ "જોઇએ છે"ની જાહેરખબરો વાંચવામાં તલ્લીન બની લાયકાતથી કે વગથી, ગમે તે પ્રકારે શિક્ષક કે કારકુન બની જાય છે. અર્થાત્ અત્યારે કેળવણી એટલે ઉપાધિથી લદાઇને નોકરી ગોતવી તે એવો રૂઢાર્થ થઇ શકે છે.

મુંબઈ વિશ્વ—વિદ્યાલયની હાલની પ્રથામાં કેટલાક વિષયો શીખવવામાં આવે છે. અત્યારે શીખવાતા વિષયોમાંથી ઘણાખરા વિષયો બિનઉપયોગી છે અને માત્ર વિદ્યાર્થીઓ ઉપર બોજો વધાર્યા સિવાય કશો પણ ફાયદો આપતા હોય તેમ લાગતું નથી. હિંદુસ્તાનના એક પ્રગણામાં વસતા વિદ્યાર્થીને હિંદની આયાત નિકાસની, વસ્તીની, ઐતિહાસિક સ્થળોની જેટલી ખબર નથી તેથી વધારે ખબર યુરોપની ભૂગોળની, તેના ઇતિહાસની અને તેની ભાષાની છે. વળી ભાષા—રાષ્ટ્રીય ભાષાનું ઓજસ્ તેઓની સમક્ષ તદ્દન હલકું ગણાય છે. વ્યવહારમાં, વાતમાં, કુટુંબમાં, પત્રમાં કે બીજા હરકોઇ વ્યવસાયમાં માતૃભાષા તરફ ઓછું લક્ષ આપી પરભાષા તરફ વધારે વલણ બતાવાય છે. અને મ્હારા દેશની બોલાતી ભાષાના અમુક શબ્દની ખબર નથી પણ એ જ શબ્દને હું પરભાષામાં સારી રીતે સમજી શકું છું. આવી જાતનું માનસ્ એ આજની કેળવણીનું છે.

કેળવણી અને વ્યવહારને સમન્વય હોવો જોઇએ,

'ભણ્યા પણ ગણ્યા નથી' એ ઉક્તિ એ વ્યવહારની ઉણપ બતાવે છે. બે આનીભાર સોનું તોળાવવાનો વખત આવે ત્યારે બી. એ. કે એલ એલ. બી. થયેલો માણસ ચોરસ બેઆનીનો ઉપયોગ કરે તે કેટલું લજ્જાસ્પદ ગણાય ? ઘરગથ્થુ અને વ્યવહારિક ગણતરીમાં પદ કે કોષ્ટક ગણનાર પ્રમાણ, વ્યાજ કે બીજા દાખલાઓ તુરતમાં ગણી શકશે. આ બધાંનું મૂળ કારણ માત્ર કેળવણીની ખોટી પ્રથા છે. વ્યવહારિક શિક્ષણને બાજુએ રાખીને અપાતી કેળવણીની કિંમત આવી જ અંકાય છે.

વળી આગળ ચાલતાં જોઇએ તો આજનો મેટ્રીક પાસ થયેલ માણસ દેશને કઈ રીતે ઉપયોગી થઈ શકશે ? અભ્યાસ દરમીઆન જાણેલા વિષયોમાંથી ભાષાઓ અને ગણિત, ઇતિહાસ અને ભૂગોળ, સાયન્સ અને બીજો વિષયોએ તેનામાં સંસ્કારની લાયકાત પૂરી છે. પણ એ વિદ્યાર્થી વ્યવહારિક સંજોગમાં દેશને કોઈ પણ રીતે ઉપયોગી થઈ શકતો નથી. વળી "જોઇએ છે" ની જાહેરખબરોમાં ટાઇપરાઇટીંગ, શૉર્ટહેન્ડ, કે બીજી વ્યાપારિક પ્રવૃત્તિઓની માગણી થાય છે તો મેટ્રીકના અભ્યાસક્રમમાં એ શિક્ષણ અપાતું નથી તો એ મેટ્રીકનો અભ્યાસ નિશાળમાં શિક્ષક કે વહીવટી ખાતામાં કારકૂન બન્યા સિવાય શું કરી શકે ?

વળી એ જ વિદ્યાર્થીની શારીરિક દુર્દશા જુઓ ! તેની આંખો ઉપર રહેલાં સોનેરી ફ્રેઇમનાં ચશ્માં, તેનો ટાપટીપથી સજ્જ થયેલો ચહેરો, તેનાં ફેશનેબલ કપડાં, તેનું સુકલકડી દમીઅલ જેવું શરીર અને વધુ પડતું બોલી જવા સિવાય તેનામાં રાષ્ટ્રભાવનાની કે પોતાની જ સ્થિતિ સુધારવાની કે તેના દેશબાંધવો તરફ નજર કરવાની ક્યાં તાકાત છે ? શાળાઓ કે કૉલેજો યુવાનને ફેશનબલ અને ખર્ચાળ, તોછડો, અનાજ્ઞાંકિત અને કમતાકાતવાળો જ બનાવે છે. હિંદમાં ફેશન અને ખર્ચો વધારનાર એ તત્ત્વો જ દેખી શકાયાં છે. તેમાં શાળા અને કૉલેજ અને સીનેમાનાં આકર્ષણ એ બે મહત્ત્વનો ભાગ ભજવી રહ્યાં છે. વળી ચાલુ રહેલી સહશિક્ષણની પ્રથાથી કહેવાતા પ્રેમમાં અન્ધ બનેલા આજના આપણા યુવકો તથા યુવતીઓ ચારિત્ર્યભ્રષ્ટ બની પોતાના સંસ્કારને ઉચ્છેદી નાંખે છે. હિંદના પ્રત્યેક માણસને ચારિત્ર્યમાં સાવધાન રહેવાની ખાસ જરૂર છે. If character is lost everything is lost. કહેવાતા પ્રેમનો મીઠો જાદુ તેના માનસ ઉપર અથડાય છે. પરિણામે એ યુવક કે યુવતી સંસ્કારભ્રષ્ટ બને છે અને જ્યાં મૂળ જ સડેલું હોય ત્યાં વૃક્ષની શી વાત કરવી ?

રાષ્ટ્રભાવના કેળવવા માટે બાલ્યજીવનથી શરીરને કસવું જોઇએ. કસાયેલ શરીરને થાક લાગતો નથી, તેનામાં ઉત્સાહ ઘટતો નથી અને (Mans sana corpus sana) જેનું મગજ શુદ્ધ છે તેના વિચારો પણ શુદ્ધ આવે અને એવા પ્રફુલ્લિત હૃદયનો માણસ પોતાની જાત માટે, પોતાના દેશ માટે કે સર્વના હિત માટે શું નથી કરતો ? સાદાઈમાં સ્વાતંત્ર્ય રહેલુ છે. પોતાના દેશનો સાદો પોશાક પહેરવામાં કશી પણ ટાપટીપની જરૂરિયાત રહેતી નથી. પરિણામે ખરચો ઓછો આવે છે અને પ્રભાવ દ્વિગુણિત થાય છે. દાખલા તરીકે મુંબઈ ઇલાકાના ગૂજરાત વિભાગમાં આપણો પોશાક ધોતી, બદન, ટોપી અને ડગલો વગેરે છે. આ પહેરવેશમાં કદાચ કાંઇ ખોડ ખાંપણ હોય તો પણ ચાલ્યું જાય છે, પણ જો પેન્ટ, ટાઇ, હેટ કે એ પોશાક પહેરીએ તો પ્રથમ દૃષ્ટિએ મોઢા ઉપર સાફ હજામત જોઇએ. કોટ અને પાટલનને ઇસ્ત્રી હોવી જોઇએ. જોડા માટે પોલીશ કરેલા બૂટ સિવાય બીજા Out of etiquette ગણાય છે વગેરે વગેરે. અનેક આંટીઘૂંટીઓ નડે છે તેથી કરીને પૈસાનો વધુ વ્યય થાય છે અને પ્રભાવ જરા ઓછો થાય છે.

આવી રીતે હાલની પ્રથા ઉપર ઉડતી નજર ફેંકી હવે આપણે મૂળ વિષય ઉપર ઉતરીશું. "મુક્તનો માર્ગ" એ આ લેખાંકનું શીર્ષક છે. કેળવણી એ રાષ્ટ્રની મુક્તિનો ખરો માર્ગ છે એથી કરીને હિંદને કઇ કેળવણીની આવશ્યકતા છે તેની ટૂંકી નોંધ અત્રે આપી છે:—

**सा विद्या या विमुक्तये** એ સૂત્ર પ્રત્યેક

કેળવણીની વ્યવસ્થાનું હોવું જોઇએ. એ વિમુક્તિ પ્રાપ્ત કરવા માટે કેળવણીની ચાલતી પ્રથામાં ખાસ સુધારો કરવાની જરૂર રહેલી છે. અત્યારે કેટલાક વિષયો જેનું શિક્ષણ કેવળ અનાવશ્યક છે તેને દૂર કરી તે જગ્યા ઉપર આવશ્યક, અને વ્યવસાયિક વિષયો દાખલ થવા જોઇએ. અત્યારે કેળવણીનો અર્થ સંકુચિત થઈ ગયેલો છે તેને બદલી ભવિષ્યનો કેળવણીકાર એક ઉપયોગી મનુષ્ય થાય તેવી પ્રથા ચાલુ કરવી જોઇએ. અત્યારે રહેલી રાષ્ટ્રીય ભાષાની અને ભાવનાની જે ઉણપ છે તેને દૂર કરી તે જગા ઉપર રાષ્ટ્રભાષામાં એનીજ ભાવના સુસજ્જ કરે તેવા સુશિક્ષિત પુરુષોદ્વારા શિક્ષણ અપાવું જોઇએ.

અત્યારે રહેલાં શાળાનાં બંધન દૂર થવાં જોઇએ. શિક્ષણનો ક્રમ કુદરતને ખોળે, કષ્ટ વેઠાવીને, દેશની ગુલામીના અનુભવનો સાક્ષાત્કાર કરીને સત્યના પ્રયોગોદ્વારા શિક્ષણ સિદ્ધાન્ત સાબિત થવો જોઇએ જેથી અનુભવથી જે જ્ઞાન પ્રાપ્ત થશે તે જ દીપકથી અત્યારે પ્રવર્તી રહેલો અંધકાર નષ્ટ થશે.

પાઠયપુસ્તકોમાં રાષ્ટ્રીય સાહિત્ય, રાષ્ટ્ર કવિઓનું યશોગાન, રાષ્ટ્રીય આવશ્યકતાઓ, સાચો ઇતિહાસ, ઉપયોગી ભૂગોળ અને વ્યવહારિક વિષયો દાખલ થવાં જોઇએ જેથી પ્રકાશન સમિતિઓ, વિશ્વ વિદ્યાલયના વગવસીલા હળદરને ગાંઠિયે બનેલા ગાંધી જેવા કેળવણીકારો, અને પરરાષ્ટ્રમાં મોહ પામેલી આપણી યુનિવર્સિટીઓનાં ચક્ષુપડળ ખુલી જાય અને ભવિષ્યનો ઘડાતો નાગરિક કોઇ મહામંત્રી કે મહારાજકર્મચારી સ્વતંત્ર પુરુષ થઈ શકે.

પરદેશી વેપારી પેઢીઓ અત્યારે પાઠયપુસ્તકોમાં ખૂબજ કમાઈ જાય છે જ્યારે દેશના લોકોને અને લેખકોને ફાળે બેકારી જ આવીને રહે છે તેથી કેળવણીનાં જે જે પુસ્તકો રચાય તેમાં શ્રદ્ધા, નમ્રતા અને આવશ્યકતાનો ખાસ પ્રચાર હોવો જોઇએ. વળી આજના શિક્ષકવર્ગ તેમજ શિષ્યવર્ગમાં સેવાવૃત્તિનો લોપ છે. સેવાવૃત્તિ ખાસ વિકસાવી શકાય એ માટે સેવાના સિદ્ધાન્તો, સેવાનાં દૃષ્ટાન્તો, તેના પ્રત્યક્ષ પુરાવાઓ માત્ર ઉપદેશથી નહિ પણ સિદ્ધિથી સચોટ કરવાની ખાસ જરૂર છે.

કેળવણીમાં ઇતિહાસની ખાસ જરૂર છે. અત્યારે શીખવાતા ઇતિહાસમાં અમુક રાજ્ય માત્ર જીત જ પામે છે અથવા અમુક રાજા અમુક સાલમાં ગુજરી ગયો એવા અનાવશ્યક સિદ્ધાન્તો ચર્ચાય છે, પણ આપણો ઇતિહાસ એવો હોવો જોઇએ કે એ ઇતિહાસથી રાષ્ટ્રને, પ્રજાને, વેપારને, વૃત્તિને, આચરણને અને સ્થિતિને શું અસર થઇ છે? કેટલાક રાજવીઓ કે રાજકર્મચારીઓનાં કર્તવ્યો વિદ્યાર્થીઓ માટે શા માટે છૂપાવવામાં આવે છે તે સમજાતું નથી. દેશનો સાચો ઇતિહાસ ભાવિ પ્રજાને પોતાના માર્ગનું સૂચન કરે છે. જેથી ઇતિહાસનાં પાઠય પુસ્તકો તદ્દન નિષ્પક્ષપાત દૃષ્ટિવાળાં, કેવળ રાષ્ટ્રોપયોગી અને આદર્શ રીતે લખાયેલાં હોવાં જોઇએ. સાચાંને સાચું કહેવામાં જેટલી ઉન્નતિ છે તેથી વિશેષ અધોગતિ ખોટાંને સાચું બનાવવામાં છે. "History repeats itself" એ સિદ્ધાન્ત સમજાવી વિદ્યાર્થીઓનું માનસ ઘડવું જોઇએ.

માર્ગસૂચનો કે પ્રકાશિનીઓ, ગાઇડો કે નોટસોથી વિદ્યાર્થી કેવળ ગાડરીઆ પ્રવાહે ચાલ્યો જાય છે. આવાં પથદર્શનોનો અર્થ કેળવણી એટલે પરીક્ષા પાસ કરાવવાનું ધ્યેય એવો થાય છે. આજનો ચોથા ધોરણનો વિદ્યાર્થી ત્રીજા ધોરણમાં ચાલી ગયેલો ઘણોખરો અભ્યાસ ભૂલી જાય છે તેનું કારણ આવાં પુસ્તકો અને એ માર્ગે ચાલનાર કેળવણીકારો છે. આ શિક્ષણ પોપટિયું જ્ઞાન આપે છે અને પોપટિયું જ્ઞાન કોઇ પણ રીતે એવા જ્ઞાનીને કે બીજા કોઇને મદદ કરતું નથી માટે વિદ્યાર્થીઓનો આત્મવિશ્વાસ ન ખોવાય એ માટે સ્વતંત્રપણે વિદ્યાર્થીઓને સ્વતંત્ર થતાં શીખવવું જોઇએ.

આજે શિક્ષણ એ બજારુ સોદો છે. કારણ મોટા શહેરમાં જ્યાં બેકારીનું પ્રમાણ વધારે છે ત્યાં એક યુનિવર્સિટીમાંથી તૈયાર થયેલો નવો ગ્રેજ્યુએટ પોતાને ધંધો નહિ જડતાં નવી નિશાળ ખોલી બેસશે અને પાસ કરાવી દેવાની લાલચે વિદ્યાર્થીઓને સપડાવી પોતાનું ખિસ્સું તર કરી સારાયે રાષ્ટ્રહિતને ઠોકરે ઉડાડશે. આછકલું શિક્ષણ લેનાર આજનો વિદ્યાર્થી કાલ શિક્ષક થઈને બેસે ત્યારે એમાં શિક્ષણભાવના

શી હોય ? તેનું મન તો રજીસ્ટરમાં કેટલા વિદ્યાર્થીઓ છે તેના ઉપર રહેલું છે. કારણ કે ચાર રૂપીઆની ફીથી ૬૦ વિદ્યાર્થીઓ માસિક ભણાવે એટલે ખરચો બાદ કરતાં તેને તો એક સારી સ્કૂલ જેટલો પગાર મળી જ રહે. યુનિવર્સિટીઓએ આવી સંસ્થાઓ નાબુદ કરી કેળવણી તદ્દન મફત આપવી જોઇએ.

ગરીબ દેશના ગરીબ પુત્રોને કેળવણી લેવામાં પૈસા પડતા હોય અને વળી પ્રતિવર્ષે પુસ્તકો બદલાવી માબાપોને કરજો કરવાં પડતાં હોય એ કેળવણી એ કેળવણી નથી માત્ર દેશનો ભૂખમરો વધારાનો પ્રયોગ છે.

શું યુનીવર્સીટીએ પૈસા પ્રાપ્ત કરવાની વેપારી પેઢી નથી ? ટેક્સ્ટ બૂકો, ફી અને બીજાં કાર્યોમાં આ વિશ્વવિદ્યાલયો લાખો અને કરોડોની ઉથલપાથલ કરે છે. એક વિદ્યાર્થી એક પરીક્ષામાં બેસે ત્યારે તેની ફી ૧૫ કે ૨૫ રૂ. છે. વળી જ્યારે એ વિદ્યાર્થી એ જ ધોરણમાં એકઝમ્પશન લઈ બેસે ત્યારે ૧૫ કે ૨૫ રૂ. શા માટે ભલા ? હવે તો એ વિદ્યાર્થીને ઓછી પરીક્ષા દેવાની છે ! એટલે ટૂંકામાં આજનું અપાતું શિક્ષણ અને લેવાતી પરીક્ષા એટલે કોઈ ધનાઢ્યની શરાફી પેઢી !

સમગ્ર સમાજને પુરુષાર્થ કરવાની તમન્ના આપે અને સગવડો આપી રાષ્ટ્રના સર્વદેશીય લાભમાં એ કેળવણીકાર મદદરૂપ થાય એવા નરવીરો ઉભા કરવા એ કેળવણીની સંસ્થાઓનો ઉદ્દેશ હોવો જોઈએ. જો યુનિવર્સિટીએ વિદ્યાલય ગણાવું હોય તો તે ખરેખર વિદ્યાનું સ્થાન જ હોવું જોઇએ. તેનામાં તો પછી શ્રીની સાથેનો સંબંધ ન હોવો જોઇએ. જે દેશને લશ્કર પાછળ લાખો ખરચવા શક્તિ છે એ દેશને કેળવણી પાછળ વ્યાપાર ખેડવો પડે એ કેટલું બધું નીચતર છે ?

અંતમાં મુક્તિનો માર્ગ એ કેળવણી છે એ વાત નિઃશંક છે, તો એ મુક્તિ માટે પ્રત્યેક રાષ્ટ્રપ્રેમી ભાઇએ કમર કસીને પોતાના દેશમાં ઘૂસી ગયેલી નીતિથી આપણો ભણેલો ભાઇ "ભણેલો ભિખારી" ન બને પણ "દેશનો હિતેચ્છુ" બને એવી સર્વ-દેશીય ભાવના વડે શિક્ષણ આપવા તનતોડ મહેનત કરવી જોઇએ.

કિમ્ અધિકમ્ !

---

# આધુનિક શિક્ષક અને શિષ્ય જીવન

લેખક
શ્રી. 'ગોવિન્દમ'

## કેટલાક અનુભવો

**: ૧ :**

વિદ્યાર્થી એટલે ભણવાની તીવ્ર અપેક્ષાવાળો. અજ્ઞાન એ એક પ્રકારનો અન્ધકાર છે. જ્ઞાનપ્રકાશ દ્વારા આ અજ્ઞાન-તમસને દૂર કરવાની ઉત્સુકતાવાળો તે વિદ્યાર્થી. એ જીવે તે એનું જીવન, વિદ્યાર્થી જીવન. વિદ્યાર્થી એટલે ખભે દફતર નાખી શાળામાં જતો અને પંતુજીઓનાં જીવન પોષતો બાળક નહિ પરન્તુ જીજ્ઞાસુ મનુષ્ય એ પણ એક વિદ્યાર્થી છે. એનું જીવન પણ વિદ્યાર્થિજીવન હોઈ શકે.

શિક્ષક એટલે વિદ્યાર્થીની ઉત્સુકતાનો પોષક, એનામાં જ્ઞાનજ્યોત પ્રગટાવનાર પ્રદીપક. એનું જીવન તે શિક્ષકજીવન. શિક્ષકનો અર્થ પણ દર માસ ૨૫-૫૦ કે ૭૫ રૂપીઆ મેળવતો, શહેરની એક ન્હાની કે મોટી શાળાના મકાનના એક ભાગમાં બેસી ન્હાનાં બાળકોને સોટીએ મારતો માનવી નહિ પરંતુ જીજ્ઞાસુની આકાંક્ષાઓને જે મનુષ્ય પોષે એ પણ શિક્ષક. એનું જીવન પણ શિક્ષકજીવન હોઈ શકે.

**: ૨ :**

અસલના સમયમાં વિદ્યાર્થીઓ અધ્યયન કરવાની પવિત્ર દૃષ્ટિ જ રાખતા, શિક્ષકો અધ્યયન અર્પણ કરવાની પવિત્ર ભાવના રાખતા. 'અધ્યયન' આપવું એ એમનો જીવનમંત્ર અને 'અધ્યયન' પામવું એ શિષ્યોનો જીવનમન્ત્ર. એ જીવનમંત્રને સાધ્ય કરવા શિષ્યો ગુરુજીને ઘેર જઈ શિક્ષણ લેવામાં નાનમ ન લેખતા, જ્યારે હાલ એવી વિષમ સ્થિતિ બનવા પામી છે કે શિક્ષકને શિષ્યને ત્યાં પગલાં માંડવાં પડે છે. જણાય છે એમાં શિક્ષણ આપવાનો અને લેવાનો સાચો આશય?

હાલ અધ્યયન ધંધો પામવા માટે અપાય છે ને લેવાય છે. વકીલો, કારકુનો, બારિસ્ટરો, જજો, વગેરે મહાનુભાવો પેદા કરવા એ શિક્ષકજમાતનું કામ અને વકીલો વગેરે બનવું એ શિષ્યજનતાનો મુખ્ય ઉદ્દેશ. એટલે આજની શાળાઓ વ્યાપારી સંસ્થાઓ બની રહી છે. એમાં પેલા શિક્ષકો પૈસાના દાસ બની રહ્યા છે.

**: ૩ :**

અને શિક્ષક પહેલાં 'આચાર્ય' કહેવાતો, જે 'આચરવાને યોગ્ય બનનાર અને બનાવનાર' ગણાતો હવે તે 'અનાચાર્ય' બન્યો છે. વિદ્યાર્થી એનો ગુણ મધુકર શિષ્ય નહિ પણ અશિષ્ય. હાલનો આચાર્ય એટલે 'પંતુજી'. હાલનો શિષ્ય એટલે 'નિશાળીઓ' 'આચાર્ય'ને 'માતા' સાથે સરખાવું તે કદાચ એને નહિ ગમે; વિદ્યાર્થીને આચાર્યના 'પુત્ર' તરીકે ગણું તો એને નહિ ગમે. શાનું ગમે? ઉભયમાંથી કોઈને પાળવું નથી.

૧ તું સવારમાં સવેળ ઉઠ;
૨ ઉદ્યોગી અને ખંતી થા;
૩ દિવસે સૂઈ ન રહેવાય;
૪ વેદાભ્યાસ બાર વર્ષ સુધી કર;
૫ તું બ્રહ્મચારી છું;
૬ ક્રોધ અને અસત્યને ભૂલી જા;
૭ વ્યસનથી મુક્ત થા;
૮ બહુ જમીશ, બહુ જાગીશ કે બહુ ઉંઘીશ નહિ; ને
૯ ભય, લોભ, મોહ વગેરે છ શત્રુઓને દૂર કર.

કયો શિક્ષક કે શિષ્ય આ વસ્તુઓ ઉપર ભાર મૂકે છે?

સ્હમજ નથી પડતી કે શિક્ષક એના શિષ્યને આદર્શ વિદ્યાર્થિજીવન શીખવે છે કે શિષ્ય એના શિક્ષકને આદર્શ શિક્ષકજીવનના પાઠ શીખવી રહ્યો છે.

# શ્રીયુત વિનાયકરાવ

## —એક આદર્શ સર્જન

—લેખક—

**શ્રી. એંગારજી કા. ચૌહાણ**
બી. એ.

રાજમાન વિનાયકરાવ એટલે Newmanની વ્યાખ્યામાંના સંપૂર્ણ સદ્‌ગૃહસ્થ. રા. વિનાયકરાવના ખાનગી યા જાહેર પરિચયમાં આવનાર માણસ થોડાજ વખતમાં મુંઝાઇ જાય કે વર્ષોના નિકટના સગા યા સંબંધી જેટલી મમતા, તથા લાગણી પોતા માટે આ ભાઇને કયાંથી? મળનાર ભાઈ ગરીબ હોય, તો વિનુભાઇએ કાંઇક ઉછીનું આપ્યું જ છે. યા તો તેની મુઝવણ ટળે તેવી મદદ કરી જ છે. કોઈ ભણેલ યા હોશિયાર માણસ મળ્યો અને તેને નોકરીની જરૂર જુએ તો વિનુભાઇ તેને માટે વિચાર કરવા મંડી પડે. શાળામાં જગ્યા હોય તો ઠીક, નહિતર ઑફિસમાં, લાયબ્રેરીમાં, છેવટે નોટો તપાસવામાં અમુક મદદ કરવા માટે પણ તેને રોકે. વિદ્યાર્થી મળે કે વિનુભાઇ સાહેબ, હું માનુ છું કે પોતાના પુત્રને પણ એઘડી ભૂલી જાય. તેનો અભ્યાસ પૂછે, મેટ્રીકના તથા કૉલેજમાં દરેક કલાસમાં તેને મળેલ માર્ક પૂછે, અને તેમાં જો વિદ્યાર્થી ખરેખર હોશિયાર જણાય તો તેને અવારનવાર મળવાનું કહે, હેત બાંધે, મદદ કરે, પોતાનાં પુસ્તકો આપે, કૉલેજની ફીઓ ધીરે અથવા આપે અને પોતાના ખાતે તમામ ચોપડીઓ ખરીદ કરવા પણ કહે–તેના અભ્યાસમાં પડતી મુશ્કેલીઓ દૂર કરવા હાર્દિક પ્રયત્ન કરે. આવા વિદ્યાર્થીઓ દર સાલ તેમને કેટલાયે મળે છે. શાળાના શિક્ષકોને જરૂર વખતે બિનસ્વાર્થે (બિન વ્યાજે) પૈસા ધીરવા, તેમની આર્થિક સ્થિતિ કાયમ સારી રહે તથા જ્ઞાન તથા લાયકાત વધે તે માટે ઘડી ઘડી વિચારવું અને બને તેટલું તમામ કરવું,–આ રા. વિનાયકરાવનું હૃદય, તેમની ગૃહસ્થાઇ.

વિદ્યારસિકો વાંચનારે ઘણાં જોયા હશે, પરન્તુ રા. વિનુભાઈની વિદ્યા–જ્ઞાન–માટેની ધગશ કોઇએ જોઈ છે? ગમે તેની પાસે ગમે તે વિષયના–ખાસ કરીને સાહિત્ય અને શિક્ષણ ઉપરના–સારા તથા નૂતન વિચારો જુએ કે વિનુભાઈ એક બાળક જેટલી નમ્રતા તથા ઉત્કટ જીજ્ઞાસુના લક્ષથી તે સાંભળે, ગ્રહણ કરે. જો નવીન પુસ્તક જુએ તો એક તીવ્ર વિદ્યાર્થીની હોંશપૂર્વક તે તેની પાસેથી માગીને વાંચે. ઉચ્ચ ભાષા, ઉત્તમ જ્ઞાન, તથા સારા વિચારના તો વિનુભાઇને પૂજારી કહીએ તો પણ ચાલે.

આજની શાળાઓ કેવળ વૈશ્યવૃત્તિથી જ ચાલે છે, આ આક્ષેપનો સામનો જો કોઈ શાળાના સંચાલક જરા જેટલોય કરી શકે તો તેમાં પ્રિન્સિપાલ વિનાયકરાવ ત્રિવેદીનો નંબર બહુ ઉંચો આવે. કેવળ નિઃસ્વાર્થપણાનો દાવો લેખક તેમને માટે નથી કરતો; પરંતુ જેટલી બને તેટલી ઓછી સ્વાર્થદૃષ્ટિ તથા

વધુમાં વધું સાચું જ્ઞાન તથા ઉચ્ચ અને શુદ્ધ ચારિત્ર્ય તેમના વિદ્યાર્થીઓ પામે તે માટેની સગવડ માટે અંતઃકરણપૂર્વક પ્રયાસ કરનાર રા. વિનાયકરાવ જેવા પ્રિન્સિપાલ બહુ થોડી શાળામાં હશે, એમ આ શાળામાંથી નીકળી ગયા પછી પણ કહેનાર ઘણા છે.

વિનુભાઈના સારી રીતે પરિચયમાં આવ્યા વિના તેમના જીવનની આંકણી કરવી મુશ્કેલ છે. અતિશય મહેનત એ તેમની ખાસિયત છે. સાધારણ મહેનતમાં માનનાર માણસો વિનુભાઈ વિષે ગેરસમજૂતી પામે એ કયારેક બનવાજોગ છે. અને કેટલાક આવી રીતે ભૂલ ખાઈ તેમને 'વેઠીઆ', 'સામાન્ય' વગેરે ઉપનામ આપી પોતાની ભૂલભરેલી હાસ્યવૃત્તિને પોષે છે. તેમજ ધાર્યા પ્રમાણે તેમની પાસેથી લાભ ન મેળવી શકનાર કયારેક તેમને 'મન ધાર્યું કરનાર,' 'હાસ્યમાં નહિ માનનારા', આવી આવી કટાક્ષમય ટીકાઓ કરીને પોતાના મનની હલકાઈને તથા અસંતોષને સંતોષે છે. પરંતુ રા. વિનાયકરાવ આવું બોલનારને પણ માઠું મનવતા નથી, એવી એમની સુજનતા છે.

આદર્શવાદીઓનાં જીવનજ એવાં હોય છે. તેઓ કાંઈ પૂર્ણતાનો દાવો કરતા નથી. તેઓ સર્વને હમેશાં પ્રિયજ બને તેમ બનતું નથી. પોતાના આદર્શને પામવાના પ્રયત્નોમાં કયારેક ભૂલો પણ કરી બેસે, ઉતાવળા પણ થઈ જાય; તેથી બીજાને પૂરો ન્યાય કદાચ ન પણ કરી શકે. યાન્ત્રિક નિયમિતતા, નિયમિત જ્ઞાનવૃદ્ધિ, કેવળ પરોપકારી સદાચારી જીવન—આ રા. વિનુભાઈનો કાયમનો આદર્શ.

તેમના સહકારીઓ, તથા વિદ્યાર્થીઓ તથા નિકટના પ્રસંગમાં આવનારાઓ પણ તેવા આદર્શવાળા બને તેમ તેમને અખંડ રહ્યા કરે છે. કોઈની ત્રુટીઓ જણાતાં, કયારેક આકરા પણ થઇ જાય તે સ્વાભાવિક છે. પરંતુ સહિષ્ણુતા પણ તેમની જ. તેમના આદર્શ ન ઓળખતા, મિત્રો યા પોતાનું વ્યક્તિત્વ પણ કાંઇક સમજનારા શિક્ષકો કદાચ અકળાય, તો વિનુભાઈ તરત તેઓનો આદર્શ સમજે, તેને પણ માન આપે, પોતાની ઉતાવળ યા ગેરસમજૂતી માટે ક્ષમા યાચે, તેમનું ભલું થાય તેમ ઇચ્છે—વર્તે. ગમ ખાવી, સામાનાં અંતઃકરણને કયારેય ન દુભવવું, પોતાની ભૂલ જોવી, બીજાના ગુણ જોવા—આ વિનુભાઈનું ખાસ અંગ.

રા. વિનાયકરાવને જોઇને ઘણા ભૂલ ખાય તેમ છે. કયારેક પ્રખર વિદ્વત્તાભરી ચર્ચા, કયારેક તદ્દન શાંતિ, કયારેક બહોળી ઉદારતા, કયારેક નાની ઝીણી બાબતની ચીકાશ, કયારેક મોટા મોટા શિક્ષણાચાર્ય જેવી મૌલિકતા, કયારેક વિરામચિહ્નો માટેની માથાકૂટ, એક બાજુ વિદ્વાન પ્રોફેસરો અને જુદા જુદા વિષયોના નિષ્ણાતો સાથે ગૌરવભર્યો સંપર્ક જ્યારે બીજી બાજુ શાળામાં ભણતા ઉત્તમ વિદ્યાર્થીઓ તથા નાની ઉંમરના શિક્ષકો સાથેનો તેટલો જ સ્નેહાળ સંબંધ, પ્રભુમાં અડગ વિશ્વાસ, છતાં નાસ્તિકોની પણ ઉપેક્ષા નહિ—આ બધું ઘણાને મુંઝવે છે.

પરન્તુ આજ તેમની મોટાઈ છે. વિરલ ગુણો સાથે સરળતા, વિનય, તથા નિર્માનપણાનો સમન્વય મહાત્માઓમાંજ હોય છે. **लोकोत्तराणां चेतांसि को विज्ञातुमर्हति ।**

# માર્ગદર્શક વિદ્યા

લેખક

**શ્રી. આનંદદેવ ભગવાનદેવ પંડયા**
એસ. ટી. સી.

શ્રીમદ્ ભગવદ્ ગીતાના ૧૮મા અધ્યાયના ૬૧ મા શ્લોકમાં કહ્યું છે–

**ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति।**
**भ्रामयन् सर्वभूतानि यन्त्रारूढानि मायया॥**

(હે અર્જુન, સાંચા ઉપર બેઠેલાં પુતળાંને સાંચાના ફરવા પ્રમાણે જેમ ફરવું પડે છે તેમ સર્વ પ્રાણીમાત્રના હૃદયમાં રહીને ઈશ્વિર પોતાની ઈચ્છા પ્રમાણે તે પ્રાણીઓને દરેક કાર્યમાં પ્રેરણા કરાવે છે.)

નેત્રરૂપ જ્યોતિષશાસ્ત્ર વેદનાં છ અંગોમાંનું એક છે. આપણા દેશના આર્ય સંસ્કૃતિ યુગમાં ઋષિ મુનિઓએ એ વિદ્યા આપણી આગળ મૂકી. આપણને ઘણી વખત પ્રશ્ન થાય છે કે આ વિદ્યા સાચી છે કે ખોટી? પણ જ્યારે પ્રત્યક્ષ પ્રમાણ દેખાય છે ત્યારે આપણે જરૂર માનવું પડે છે કે વિદ્યા તો સાચીજ છે. કેટલાક એમ કહે છે કે એ વિદ્યા જાણવાથી નિરાશાવાદી બની જવાય છે, પણ એ વાત ખોટી છે. કારણકે પ્રાણીમાત્ર પ્રભુપ્રેરિત પુરૂપાર્થજ કરી શકે છે.

આપણી તબીયત નરમગરમ રહ્યા કરતી હોય તો તરત જોશી કહે છે કે ભાઇ તમારૂં લગ્નસ્થાન નબળું છે. એ પ્રમાણે ધન, પરાક્રમ, સુખ, વિદ્યા, સ્ત્રી, આવરદા, ધર્મ, કર્મ, લાભ, વ્યય, વગેરે સ્થાન જેટલા પ્રમાણમાં બળવાન યા નિર્બળ હોય છે તે પ્રમાણે તેનું ફળ મળે છે.

એક રાત્રે સખ્ત માંદગીને બિછાને પડેલા એક માણસની કુંડળી લઇને તેના એક મિત્રે જોશીને બતાવી, તો જોશીએ કહ્યું કે સવાર થતાં તેને સારૂ થવા માંડશે; અને બન્યું પણ તેમજ. એક વિદ્યાર્થી મેટ્રિક પાસ થયો અને કૅાલેજમાં અભ્યાસ કરવા માંડયો. તેની ઉંમર આશરે ૨૦ વર્ષની હતી. તેણે જોશીને પૂછયું કે આ સાલ મારૂં લગ્ન થશે કે નહિ?

જોશીએ ગ્રહો તપાસીને કહ્યું કે હમણાં તો શું બીજા ચાર વર્ષ સુધી તમારૂં લગ્ન નહિં થાય. બન્યું પણ તેમજ. તે યુવક ૨૫મે વર્ષે પરણ્યો.

આ શાળાની ઉદ્‌ઘાટન ક્રિયા ઇ. સ. ૧૯૧૫ના જાન્યુઆરીની ૧૬મી તારીખે શનિવારે સવારે ૨૮ા. ટા. નવ કલાકે શુભ ચોઘડીયામાં સ્વ. રમણભાઈ નિલકંઠના હસ્તે થઈ હતી.

**શાળાની કુંડળી**




તે વખતે ઉત્તરાષાઢા નક્ષત્રનું ચોથું ચરણ હતું. ભોગ્ય મહાદશા શનિ આશરે વ. ૫–૨–૨૭ દિ. આનંદાદિયોગ તપાસતાં તે દિવસે રાક્ષસ યોગનું ફળ કષ્ટ કહેવાય. ગ્રહો જોતાં લગ્ને ગુરૂ, લગ્નેશ શનિ ત્રિકોણમાં પરાક્રમ, કર્મસ્થાનનો અધિપતિ મંગળ લાભમાં એ સારા યોગો છે. દશા જોતાં શરૂઆતના પાંચ વર્ષ મુશ્કેલીનાં હોવાં જોઇએ. પછી ગુરૂનાં છ વર્ષોમાં આર્થિક લાભ સારો હોવો જોઇએ. પાછળનાં વર્ષો એકંદર સારાં ગણાય. તેમાં છેવટના ભાગમાં આર્થિક સંકોચ ગણાય. શાળાનાં માન આબરૂ સારાં હોય. પ્રતિષ્ઠા સારી રીતે જળવાઇ રહે. રાજ્ય સાથેનો સંબંધ સારો અને લાભદાયી હોય. પચ્ચીસ વર્ષથી શાળાની સ્થિતિ વધારે સારી થાય.

# ટ્યુટોરિઅલ હાઇસ્કૂલ, અમદાવાદ.

શાળાના સલાહકાર મંડળના સભ્ય



**સ્વ. રાવબહાદુર કમલાશંકર પ્રાણશંકર ત્રિવેદી** બી. એ.

શાળાના પ્રથમ પ્રિન્સિપાલ



**ખાનબહાદુર સી. એન. કૉન્ટ્રાકટર** બી. એ.

શાળાના જાણીતા ગણિતશિક્ષક



**સ્વ. શ્રી. કે. ડી. શાહ**

શાળાના ભૂતપૂર્વ હેડમાસ્તર



**શ્રી. શ્રીમંતરાય એ. વસાવડા** બી. એ.

## શાળાના સ્નેહસંમેલનના એકવારના પ્રમુખો



પ્રોફેસર વિરમિત્ર બી. દ્વિવેદીઆ એમ એ., આઇ. ઇ. એસ. (રિટાયર્ડ)



શ્રી. મૂળચંદ આશારામ શાહ બી. એ., એલએલ. બી., એડવોકેટ



શ્રી. નવીનચન્દ્ર મુકુન્દરાય દેસાઇ બી એ., એલએલ. બી.

# શાળાનો વડલો

લેખક
શ્રી. વિબુધ મહેતા

મારા કુદરતપ્રિય સ્વભાવને લઇને મને આજે રજતમહોત્સવને પ્રસંગે અમારી શાળાના ઇતિહાસ પુરાણા મકાનની વચ્ચે શીતલછાયા અર્પતો વડલો યાદ આવે છે. વડલાની યાદ સાથે બીજી અનેક યાદો આવે છે. ભૂતકાળનાં અનેક સંસ્મરણો જાગૃત થાય છે. સવારની નિશાળ હોય, પ્રાર્થના માટે વિદ્યાર્થીઓની કતાર જામી હોય-વચ્ચે પૂ. ગુરુ શ્રી. વિનાયકરાવ ઉભા હોય–આકાશમાં ઉષાકાળ પછી ભગવાન ભાસ્કર પોતાનું રમ્ય તેજ વેરતા હોય અને એ વખતે કોક અદીઠ તપસ્વી જેવો વડલો બધાનો સાક્ષી બની ઉભો હોય એવું રમ્યચિત્ર જામે છે. આજુબાજુના લત્તામાં રહેતી દરેક સૌભાગ્યવતી સ્ત્રીઓ અહીં વટસાવિત્રીનું વ્રત ઉજવવા અને વડલાનું પૂજન કરવા પૂર્ણિમાએ આવે છે. તે વખતે અમે શાળામાં ભણુતા ભણુતા સામાન્ય કુતૂહલ વૃત્તિથી પ્રેરાઇને એ દૃશ્ય જોવામાં મશગુલ બની જઇએ છીએ. પછી શિક્ષક વર્ગમાં શું ચલાવે છે તેનો ખ્યાલ અમને ભાગ્યેજ રહે છે.

આકાશમાં ચંદ્રિકાએ પોતાનું રમ્યતેજ પાથર્યું છે. થોડા છૂટાછવાયા તારલા નભમાં હસી રહ્યા છે. વડલાની ડાળીઓ અને પાંદડાઓમાંથી ચાંદની ચળાઈ રહી છે. અને નયનપ્રિય દૃશ્યથી ઉરમાં ઉર્મિઓ ઉછાળા મારી રહી છે. મંદમંદ સમીર વાય છે. આવા સુંદર સમયે વડલાની સામે વિશાળ ચોગાનમાં અમે સ્કાઉટોએ કેમ્પ ફાયર ગોઠવ્યો છે. એક સ્કાઉટ બિરાદર ચાંદની શું મીઠું સંગીત પોતાના કંઠમાંથી વહાવી રહ્યો છે અને એ વખતના સ્કાઉટ શિક્ષક શ્રી. હીરાલાલ દામોદરદાસ રાવળની યાદ આવે છે–અને તેમની સાથે પોતાની લાક્ષણિક ઢબથી સહુને રમુજ પમાડતા શ્રી. ઇન્દુભાઈ અને શાન્ત રીતે ઉંડા વિચારમાં ગરકાવ થઈ ગએલા શ્રી. બળવંત સંઘવી નજરે પડે છે.

આ વડલા પર કૈંક વખત ચઢવાના લ્હાવ અમે લીધા છે. કૈંક વખતે કૈંક જણા પડયા પણ છે. કૈંક વિદ્યાર્થીઓ આવ્યા ને ગયા તેનો આ વડલો મૂગો સાક્ષી છે. જો વડલાને વાચા હોત તો એ કેટલા વિદ્યાર્થીઓએ અહીં તોફાન કર્યાં છે, કેટલા શાળાના ઉત્સવો તેણે નિહાળ્યા છે, કેટલા શિક્ષકોએ પ્રમાણિકપણે પોતાનો વિદ્યાવારસો શિષ્યોને સુપ્રત કર્યો છે–એ સઘળું ક–હેત.

ઘણીયે વાર શરદની મધુર બપોર પછીના સમયે અને સંધ્યા પહેલાના સમયે ઉરમાં એમ ઉત્કંઠા જાગૃત થયેલી કે કોક નિર્જનસ્થળમાં આવા વડલાની ડાળીએ હીંચકો બંધાવી ઝૂલ્યાજ કરૂં.

આ વડલો કેટલાયે પંખીઓનું વિસામાસ્થાન છે. સંધ્યાકાળે જ્યારે પંખીઓ પોતાની પાંખો ગૃહ તરફ માંડે છે ત્યારે વડલા ઉપર સંધ્યા રંગોથી ઘેરાએલું આકાશ અને માળામાં સ્થાનપ્રતિ પહોંચવાથી કલ્લોલતાં પંખીઓનું એક મધુર ચિત્ર હૃદયપટ પર આલેખાઈ જાય છે.

વર્ષાઋતુમાં એ વડલાનાં પાંદડાંઓ પરથી જલબિંદુઓનું જમીનપર પડવાનું દૃશ્ય જોઇ પણ મને ઘણો આનંદ થાય છે. કુદરતનાં મધુર દૃશ્યો જોઈ આનંદ કોને નથી થતો ?

અત્યારના એસ. એલ. ડી. આર્ટસ કૉલેજના પ્રોફેસર અને તે વખતના અમારી સ્કૂલના શિક્ષક શ્રી. આથવલે સાહેબે એક વાર કહ્યું હતું કેઃ

" શાળાની ચાર દિવાલો વચ્ચે બંધિયાર ખાનામાં જકડાઈ રહેવા કરતાં કોઈ ખુલ્લા મેદાનમાં આવા વડ નીચે હું શિષ્યોને ભણાવવાનું વધુ પસંદ કરૂં."

ટ્યુટોરિઅલ હાઈસ્કૂલના જુના મકાનમાં જો કોઈ પણ આકર્ષણ હોય તો તે વડલો છે.

શરદની ચાંદની વરસતી હોય અને આ વડલાની નીચે દીપમાળા મૂકી સુંદરીઓ ગરબા ગાતી હોય અને આજુબાજુના મેદાનમાં આવું સ્વર્ગીય દૃશ્ય નિહાળવા માનવસમુદાય એકઠો મળ્યો હોય, સૌના હૈયાં પ્રસન્ન થતાં હોય તો કેવું સુંદર લાગે એવો એક વિચાર મને આજે આવે છે. પણ આ જડવાદના જમાનામાં આપણને આવા વિચારો કરવાની ફુરસદ ક્યાં છે ? આજે આપણામાંથી કલાભાવના વિલીન થઇ ગઈ છે અને તેની જગ્યાએ આપણે કૃત્રિમ સૌંદર્યનાં પૂજન કરીએ છીએ.

હવે છેલ્લી બે વાતો. પહેલી વાત કે આ વડલો ભગત પણ છે, કારણ કે તેણે પૂ. આત્માનંદ સરસ્વતીની વાણી સાંભળી તેના અંતઃકરણને નિર્મળ કર્યું છે, જેમ બીજા અનેક શ્રોતાગણોએ કર્યું છે તેમ. અને બીજી વાત તે એ કે થોડા વખત પછી આ વડલો જેમ પોતાનાં પીળાં પાંદડાંઓને ત્યજી નવાં લીલાં પાંદડાં ધારણ કરે છે તેમ પોતાના વહાલા વિદ્યાર્થીઓનો ત્યાગ કરી પોતાની જાતના અનેક નિર્જીવ વનસ્પતિઓનો સંગ કરશે કારણ કે મ્યુનિસિપાલિટી આ મકાન તોડી અહીં બાગ બનાવવાની છે જે આપણે સૌ જાણીએ છીએ.

આ વડલાની ચારે બાજુ હાલમાં પત્થરનો ચોરો કરી વડલાને બંધન કરવામાં આવ્યું છે. મને લાગે છે કે પોતાના પ્રિય વિદ્યાર્થીઓનો વિજોગ સહન ન કરી શકવાથી રખેને વડલો નાસી જઈ શાળાના નવા મકાનમાં આવીને બેસે એ બીકે જ તેને બાંધી લેવામાં આવ્યો હોય !

---

# ટ્યુટોરિઅલ હાઇસ્કૂલ, અમદાવાદ.

શાળાના એક વારના શિક્ષક



**શ્રી. એલ. એ. વોરા** બી. એ., એલએલ. બી.

શાળાના સલાહકાર મંડળના સભ્ય



**સ્વ. સાક્ષર શ્રી. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી**
બી. એ., એલએલ. બી.

# શાળાનાં કેટલાંક સંસ્મરણો

લેખક


**શ્રી. ગિરિજાપ્રસાદ ભ. ઓઝા.**
બી. એ., એસ. ટી. સી.


ઇ. સ. ૧૯૨૫ની સાલમાં 'અસહકાર'નાં આંદોલનો ધીમાં પડયાં અને દિનપ્રતિદિન ગૂજરાત વિદ્યાપીઠ સાથે સંબંધ ધરાવતી શાળાઓની સંખ્યા તૂટવા લાગી. દૂધનો ઉભરો ઉતરે એમ અસહકારનાં પૂર ઉતરવા લાગ્યાં અને પ્રોપ્રાયટરી હાઇસ્કૂલ ખાલી થવા લાગી. એ વર્ષમાં ટયુટોરિઅલ હાઇસ્કૂલમાં સંખ્યાબંધ વિદ્યાર્થીઓ દાખલ થયા અને એ દાખલ થયેલા વિદ્યાર્થિગણમાંનો એક હું હતો. આમ ૧૯૨૫ની સાલમાં આ શાળા સાથે સંબંધ બંધાયો.

ચૌદ વર્ષ પહેલાંના આ શાળાના વિદ્યાર્થી તરીકેના સંબંધ વિષે આ રજત મહોત્સવના પ્રસંગે વિચાર કરતાં મનોમુકુરમાં એ વખતના કેટલાક શિક્ષકોની છબીઓ દેખાય છે. આ શાળામાં હું અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં દાખલ થયેલો હતો. એટલે એ વર્ગના તે વખતના શિક્ષકોની જ ઝાંખી બહુધા થાય છે.

શ્રી. વિનુભાઈનાં દર્શન એ વખતે અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં જ કવચિત જ થતાં; અને તે પણ કોઈક વાર ચાલતા વર્ગે આકસ્મિક મુલાકાત વખતે જ. મને યાદ છે ત્યાંસુધી એ વર્ષમાં એક વાર તેઓ વર્ગની મુલાકાતે આવ્યા હતા. સંસ્કૃતનો વર્ગ ચાલતો હતો અને ભાંડારકરની બીજી ચોપડીમાંનો એક પાઠ ચાલતો હતો. आनन्दं ब्रह्मणो विद्वान् न बिभेति कदाचन। એ વાકય ચાલતું હતું ત્યારથી સંસ્કૃત વિષય ઉપરના તેમના પ્રેમનો ખ્યાલ આવ્યો. શ્રી. ચંદુભાઇ સાથે પણ શાળાના મુખ્ય શિક્ષક (હેડમાસ્તર) તરીકે અને શિક્ષક તરીકે સંપર્ક સધાયો. શાળાની વ્યવસ્થા અને શિસ્ત માટે એમની કાળજી અભિનંદનીય હતી. શિક્ષક તરીકે તેમની સાથેનો પરિચય જો કે ઘણો ટૂંકો હતો પરન્તુ ઇતિહાસ શિક્ષક તરીકે તેમની ખ્યાતિ બહુ સાંભળેલી.

ત્યારબાદ વર્ગ શિક્ષક અને અંગ્રેજીના અધ્યાપક તરીકે છઠ્ઠા બ ધોરણમાં આખા વર્ષ દરમ્યાન શ્રી. છગનલાલ પુ. પટેલનો સંબંધ બહુ જ ગાઢો રહ્યો. સફેદ કોટ અને સફેદ ટોપી, સ્હેજ સ્હેજ સ્મિત કરતું એમનું વદન, ચશ્માની પાછળ હસતી એમની વ્યવહારકુશળતાનો પરિચય કરાવતી આંખો અને એમનો ચરોતરી ભાષાપ્રયોગ હજી સ્મૃતિપટ ઉપર તાજાંજ છે. એમની યશરેખા ભારે જબ્બર. એક વાર શ્રી. એ. એમ. પટેલે એમને ઘેર વાતોના એક જલસામાં કહેલું, "છગનભાઈ ગમે તેમ કહો. તમારી યશરેખા બહુ જબ્બર છે." થયું પણ તેમજ. આ શાળામાં તેઓ બહુ આગળ વધી શકયા હતા. સારા વિદ્યાર્થી તરીકે હું ગણાતો હોવાથી મારા ઉપર અને મારા જેવા બીજા વિદ્યાર્થીઓ ઉપર એમની અમીદષ્ટિ હતી. અમારા અભ્યાસની

પ્રગતિ માટે તેઓ ઘણી મહેનત લેતા અને એમાં અમારો અને એમનો બંનેનો લાભ જોતા.

શ્રી. છગનભાઈની પાછળ શ્રી. એ. એમ. પટેલ મનોમુકુરમાં દેખાય છે. આખી શાળા એમને એ. એમ. પટેલના નામથી ઓળખે. એમના આખા નામની હજી પણ મને ખબર નથી, છતાં ટીખળી સ્વભાવ અને એમનાં 'પેટન્ટ' વિશેષણો અને 'કૉપીરાઈટ' જોડકણાં હૃદયની સીલબંધ પેટીમાંથી ખોવાયાં નથી. એ હતા અમારા ઇતિહાસ ભૂગોળના શિક્ષક. એમની શિક્ષણપદ્ધતિ તદ્દન જુદા જ પ્રકારની હતી. એક વિષય ઉપર આખો માસ ગાળતા અને 'કોર્સ' પૂરો કરવાની વાત થતાં, પહેલું અને છેલ્લું પાનું વાંચી નાખે એટલે 'કોર્સ' પૂરો થયેલો માનતા. ઇતિહાસના વર્ગમાં પણ પિસ્તાલીશ મિનિટના પીરીઅડમાંથી પાંત્રીશ મિનિટ 'Extra' વિષય વિવેચનમાં જતી અને દશ મિનિટ ઇતિહાસ શીખવવામાં જતી; પણ તેઓ જે શીખવતા તે સચોટ રીતે શીખવતા. બધા પીરીઅડોમાં એમનો પીરીઅડ અમારે મન ઘણો જ રમુજી પીરીઅડ હતો. આખા દિવસનો શ્રમ એમના પીરીઅડમાં ઉતરી જતો. એમનો સ્વભાવ બહુ જ સ્વતંત્ર, રોનકવાળો અને ગમ્મતી હતો. 'કોર્સ' પૂરો ન થાય છતાં અમને એ બાબત શોક નહોતો. એમના રોનકદાર ભાતભાતના ચાપડા અમારે મન મેવા હતા. એમનાં કહેલાં સૂત્રો કંઠસ્થ કરવામાં અને દશથી સો માર્ક મેળવવામાં કે પહેલાથી છેલ્લા જવામાં અથવા છેલ્લાથી પહેલા જવામાં અમને અત્યંત આનંદ આવતો. 'Change of cap is change of mind', 'Mary Queen of Scots was more sinned at than sinning,' 'Take ten marks', 'Go last' વગેરે એમનાં વાકયો વિષે હજી પણ એ જૂના સહાધ્યાયીઓ ભેગા મળે ત્યારે વાતચીત થાય છે. એ સહૃદયી ભોળા શિક્ષકનાં સ્મરણો મારે મન કિંમતી ભેટ જેવાં છે. કાળી રૂઆંવાળી ટોપી, રોમશત્રુ સાથે અસહકાર કર્યો હોય એમ જણાઈ આવે એવા મોટા વાળ, લાંબો કોટ, ખભે મૂકેલી છત્રી, ટૂંકું ધોતીયું અને ચંપલથી એ જુદા તરી આવતા ઉદાર શિક્ષક હતા.

પછી મનોમુકુરમાંથી એ ચિત્ર ખસે છે અને બીજું ચિત્ર દેખાય છે. વર્ગની ખુરશીમાં કાળી ટોપી, લાંબા સમયથી ધોબી સાથે રૂસણાં લીધેલાં હોય એવો દેખાતો વાદળી રંગનો ગરમ કોટ પહેરેલા, ચશ્મા પાછળ ઘેનમાં લહેરાતી આંખોવાળા ગણિત શિક્ષક દેખાય છે. વગર ચોપડીએ, પાટીઆ ઉપર ભાગ્યે જ લખવાની ટેવથી અમને તેઓ 'મૅથેમેટિક્સ' શીખવતા. કોઈકવાર ફટકારતા પણ હતા. ગણિતના તેઓ 'ખાં' ગણાતા. ભૂમિતિ શીખવવામાં સાધનોનો ભાગ્યે જ ઉપયોગ કરતા અને કહેતા કે એવી ચીજોની જરૂરિયાત 'શિખાઉ' શિક્ષકને માટે હોય. 'મૅથડ્' ની ઉપાધિમાં તેઓ બહુ પડતા નહિ છતાં એમનું શિક્ષણ યશસ્વી નીવડતું અને પરિણામ સારૂ લાવવા લાવતા. તેઓ હતા શ્રી. પોપટલાલ શાહ.

પછી અમારા ગૂજરાતીના અને સંસ્કૃતના શિક્ષકની છબી મનની આરસીમાં દેખાય છે. તેઓ શ્રી. જયશંકર ભટ્ટ હતા. પાકટ ઉંમર હોવા છતાં તેમનો બુલંદ અવાજ ટંકશાળના એક છેડાથી બીજા છેડા સુધી પહોંચતો. હજી પણ એવો જ અવાજ કવચિત સંભળાય છે. તેમની કાશીના અભ્યાસની વાતો અને તેમને મળેલા સુવર્ણચંદ્રકની વાતો ઘણો જ આનંદ આપતી. સાદા, ભલા અને સ્વકાર્યરત શ્રી. ભટ્ટ પણ વિદ્યાર્થીપ્રિય હતા. તેઓ ગૂજરાતી કવિતાઓ પણ રાગરાગણીથી ગાતા અને સમજાવતા. જ્ઞાતિએ બ્રાહ્મણ અને વળી કથાકાર હોવાને લીધે તેમની સમજાવવાની શૈલી ઘણી સારી અને ભાવવાહી હતી. હજી પણ તેઓ આ સંસ્થાની સેવા કરી રહ્યા છે એ જાણી અત્યંત આનંદ થાય છે.

અમારા વિજ્ઞાન શિક્ષકો ત્રણ હતા. કોઈવાર સદ્દગત રસિકલાલભાઈ, કોઈકવાર છગનભાઈ અને કોઈકવાર બબાભાઈ વિજ્ઞાન શિખવતા. પણ સામાન્ય રીતે વિજ્ઞાન તરફ મારી પણ થોડી અરુચિ હોવાને લીધે એમના તરફથી મને કાંઇ નોંધવા લાયક બનાવ સ્મૃતિમાં નથી. ફક્ત એટલું જ યાદ છે કે વિજ્ઞાનની અઠવાડિક પરીક્ષામાં વિદ્યાર્થી અવસ્થામાં હું પહેલી જ વાર ત્રણ ગુણ ઓછા મળવાથી નાપાસ થયો ત્યારે

મને ઘણું જ દુઃખ થયું હતું. પણ પાછળથી બધો અભ્યાસ તૈયાર કરી નાખ્યો હતો.

ટ્યુટોરિઅલ હાઇસ્કૂલ સાથેનો મારો વિદ્યાર્થી તરીકેનો પરિચય ફક્ત એક જ વર્ષનો હતો. છતાં એ આખું વર્ષ જ્ઞાનની મિજલસ ઉડાવવામાં પસાર થયું હતું. ટંકશાળના મકાનનું વિશાળ ચોગાન બપોરની છુટ્ટીમાં વિદ્યાર્થીઓનાં ટોળાંથી સભર ભરાતું. અમે કોઇકોઇવાર તોફાન મસ્તી પણ કરતા. એ વર્ષમાં એલિસબ્રીજ વિસ્તારમાં હાલની વાડીલાલ સારાભાઈ હોસ્પીટલવાળી જગ્યાએ મયદાની રમતોનો એક ભારે જલસો પણ શાળા તરફથી ઉજવાયો હતો. અને વળી સ્નેહસંમેલન પણ યોજાયું હતું એવો આછો ખ્યાલ હજી પણ છે.

એ વર્ષ બાદ કેટલાંક કારણોસર મારે અભ્યાસ માટે બીજે જવું પડયું હતું. છતાં એટલું તો મારે કબુલ કરવું જ પડે કે મારી વિદ્યાર્થી અવસ્થામાં 'ટ્યુટોરિઅલ' નું એક વર્ષ અનોખા પ્રકારનું હતું. એ વર્ષ દરમ્યાન નવા વિચારો, નવા સંબંધો, નવો સહવાસ, નવું જ્ઞાનતેજ અને નવી રોશની હું પ્રાપ્ત કરી શકયો હતો.

વર્ષને અંતે બીજા બે શિક્ષકોનો થોડો સહવાસ થયો હતો. એક હતા શ્રી. કૌશિકરામ મહેતા. સંસ્કૃત લેવા માટે તેઓ એકવાર વર્ગમાં આવ્યા હતા અને શ્રી ગણપતિ સંબંધી એક શ્લોક વિદ્યારંભ પહેલાં બધાને પ્રાર્થના તરીકે બોલાવ્યો હતો. બીજા હતા સદ્દગત કે. ડી. શાહ. તેઓ ગણિત શિક્ષક હોવા છતાં અંગ્રેજી કવિતા અમને શિખવતા. તે વખતે અમે વીલીયમ મૉરીસ્‌નું 'The Golden Apples' શિખતા અને તેઓ જયારે હકર્યુલીસનું ભાષાંતર 'ભીમસેન' કરતા ત્યારે અમે સહુ મનમાં ખૂબ હસતા. તેઓ પણ બહુ રમુજી હતા.

આમ એક વર્ષનું જ્ઞાનસત્ર સર્વ રીતે મંગલકારી નીવડયું હતું. 'ટ્યુટોરિઅલ'ની સર્વ રીતે પ્રગતિ થાય એજ પરમકૃપાળુ પરમેશ્વર પ્રત્યે અભ્યર્થના છે.

---

# આજને ટાણે

લેખક

**શ્રી. પટવારી અને શ્રી. અધ્વર્યુ**

**મહાભારતમાંથી** લીધેલી હિંદીમાં એક સુંદર કથા છે. મહારાજ યુધિષ્ઠિરે અશ્વમેધ યજ્ઞ સમાપ્ત કર્યો અને પોતાનો ખજાનો દાનમાં ખાલી કર્યો. બ્રાહ્મણોને ભોજન, દાન, દક્ષિણા વગેરેથી પરિતૃપ્ત કર્યા અને વિદાયની વેળા આવી પહોંચી. એટલામાં એક નોળિયો આવ્યો અને રસોડામાં દાખલ થઈને રાખમાં આળોટવા લાગ્યો. તેનું અડધું શરીર સોનાનું હતું. થોડીવારમાં નિરાશ થઈને તે ક્રોધથી બોલ્યો:

"આ યજ્ઞમાં પણ કાંઈ નહિ!"

બ્રાહ્મણો આશ્ચર્ય પામ્યા. નોળિયો બોલ્યો: "કેટલાંયે વર્ષ થયાં એ વાતને કે જ્યારે ભારતના એક પ્રાંતમાં ભારે દુકાળ પડયો હતો અને લોકો ભૂખે મરતા હતા. આવા વખતમાં એક ગરીબ બ્રાહ્મણે ભારે પરિશ્રમથી થોડું માગી ભીખીને ભેગું કર્યું, અને તેને દળી ખાંડીને ખાઈ શકાય તેવું બનાવ્યું. બ્રાહ્મણ, તેની પત્ની, પુત્ર, પુત્રવધૂ સર્વે આનંદમાં હતાં, કારણકે ઘણે દિવસે તેમની ભૂખ ભાંગવાની હતી. ખાવાની તૈયારી હતી ત્યાં તો એક અભ્યાગતે દ્વાર પર આવીને અવાજ નાખ્યો: 'હું ભૂખ્યો છું.' બ્રાહ્મણીએ પોતાનો ભાગ આપી દીધો, પરંતુ અતિથિનું પેટ ભરાયું નહિ. આ પછી બ્રાહ્મણે પણ પોતાનો ભાગ આપી દીધો, પરંતુ અતિથિ હજી અતૃપ્ત હતો. આથી બ્રાહ્મણના પુત્રે અને પુત્રવધૂએ પણ પોતપોતાના ભાગ આપી દીધા. અતિથિ આશીર્વાદ દઈને રસ્તે પડયો.

"બીજે દિવસે ત્યાં ચાર લાશો પડી હતી. ખોરાકની ગંધથી હું ત્યાં પહોંચ્યો. ત્યાં થોડા ખોરાકના કણ પડયા હતા. હું ત્યાં ગયો. જેવો મારા શરીરને તે કણોનો સ્પર્શ થયો તેવો જ હું થોડા ભાગમાં સોનાનો બની ગયો. ત્યારપછી હું દરેક યજ્ઞમાં જાઉં છું અને ત્યાંના રસોડામાં આળોટું છું કે જેથી મારું બાકીનું શરીર સોનાનું થઈ જાય. પણ મારી ઇચ્છા પૂરી થતી નથી."

ઉપરની કથાથી માલમ પડે છે કે ખરા અને સાત્ત્વિક યજ્ઞોની આ જમાનામાં જરૂર છે. અહીં તો કાર્યરૂપી સમિધોના ભંડાર ભર્યા છે. દરેક ક્ષેત્રમાં અધૂરાં કામના ઢગલા પડયા છે. અજ્ઞાનનાં પડળ ખસેડી આ અધૂરાં પૂરાં કરવાને સાચા અને ઝીંદાદિલી પ્રચારકોની જરૂર છે. આ બધાં ક્ષેત્રોમાં સઉથી જરૂરી ક્ષેત્ર કેળવણીનું છે. ભારતના જેટલી નિરક્ષરતા દુનિયાના પટ પર ક્યાંયે નથી. કેળવણી વગર કોઈ પ્રજાની ઉન્નતિ શક્ય નથી. તેવે વખતે પ્રિન્સિપાલ વિનાયકરાવે કેળવણીના અવગણાયેલા ક્ષેત્રમાં પડીને દેશ તરફ પોતાની ઊંડી લાગણી કેટલી છે તે પોતાના કાર્યથી પૂરવાર કર્યું. એમણે યજ્ઞ આરંભ્યો જેનો શ્રેય અનેકે ઉઠાવવો શરૂ કર્યો. આ યજ્ઞ અવિરત રીતે હજી ચાલુ છે અને ભાવિકોની હારમાળા પણ અખંડિત રીતે વહ્યે જાય છે. આજે એ યજ્ઞને પચીસ વર્ષ પૂરાં થાય છે જે દરમ્યાન એમણે અનેક લીલી સૂકી જોઇ હશે.

પ્રિન્સિપાલ વિનાયકરાવમાં નગાધિરાજ હિમાલયની ગહન શાંતિ છે. બરફથી આચ્છાદિત થયેલાં શિખરો જેમ મુસાફરને દાર્જિલિંગથી પોતાની તરફ આકર્ષે છે તેમ તેમનું જ્ઞાન આપણને તેમની તરફ ખેંચે છે. ઉપરના પ્રદેશોમાંથી ખેંચાઈ આવીને ઠરેલો કાંપ સુંદરવન જેવો ફળદ્રુપ પ્રદેશ બનાવે છે તેમ જ્ઞાન અને વર્ષોના કેળવણીના અનુભવો તેમનું હૈયું ઘડે છે. તેમનામાં સજ્જનતા છે, ઉદારતા છે, અને લાગણીના ઓઘ વહી રહ્યા છે. પોતાના સાથીઓને કોઇ દિવસ ઊંચે સાદે સંબોધતા કોઈએ તેમને સાંભળ્યા નથી. કીર્તિની લોલુપતા વગર તેમણે શહાદતનો પંથ સાધ્યો છે. તેમનામાં કેળવણીની તમન્ના છે અને આદર્શોને પહોંચવાની તાલાવેલી છે. તેમ છતાં ન્યૂટનની માફક તેઓ કહે છે કે તેઓ કેળવણીના ક્ષેત્રમાં કંઈ જ કરી શકયા નથી. શાળાની સફળતા તેમના આ ગુણોને આભારી તો ન હોય?

અને શ્રી. ચંદુભાઈ. ખરેખર તેમની સહાય વિના પ્રિ. સાહેબને આટલી સફળતા મળી હોત કે નહિ એ એક પ્રશ્ન જ છે. શાળાના સંચાલન માટે શ્રી. વિનાયકરાવને આથી સારો સાથી કદાચ મળ્યો ન હોત. શ્રી. ચંદુભાઈમાં સુરપાણના ધોધ પાસે વહેતી નિમ્નગા નર્મદાનો ઘેરો નિનાદ છે અને ગંગનાથ પાસે વહેતી એ જ સરિતાની સૌમ્ય શાંતિ છે. હરણ-ફાળના પાણીની ધુમરીઓ છે અને કરનાલી પાસે યાત્રાળુઓ નિર્ભયપણે નાહી શકે એટલી સહનશીલતા છે. એમને જોતાં જેના ગુણ ગાઈ ને મહાકવિ તુલસી-દાસે હાથ ધોઈ નાખ્યા તે ભરત યાદ આવે છે.

આજે રજતમહોત્સવ સમયે વખતના વહેણમાં ઊભેલા પ્રિન્સિપાલ વિનાયકરાવ દેખાવે તેમજ આચરણે કોઈ વૈદિક ઋષિ જેવા લાગે છે. આજે એ તપસ્વીના ચહેરા પર સૌમ્ય રેખાઓ વચ્ચે પણ પોતાના શિશુસમા વિદ્યાર્થિગણ માટેનું વાત્સલ્ય ઢાંકેલું રહેતું નથી. આ રાજયોગી સમા આચાર્યને ટેકો આપી તેનો બધો ભાર હળવો કરવા કોઈ શક્તિમાન, કુનેહબાજ અને અનુભવે પ્રૌઢ સેનાપતિ જેવા શ્રી. ચંદુલાલ સદા સાથે જ છે. માનસિક બોજો ઉઠાવતા પ્રિ. વિનાયકરાવ ઉપર શ્રી. ચંદુલાલ અભેદ્ય છત્રસમા છે. શ્રી. ચંદુભાઈની કાર્યદક્ષતા, સમય-સાધકતા અને સામા પર વશીકરણ કરતી એમની વાણી એમના સમાગમમાં આવનાર ઉપર એકદમ ઊંડી અને ચિરંજીવી છાપ પાડવા સમર્થ છે. આ બન્ને ભાઈઓ શાળાસંચાલનમાં એકબીજાના પૂરક છે—કેળવણીના આકાશમાં વિહરતા શાળાવિહગની બે બળવાન પાંખો છે. ટૂંક પરિચયમાં અમે જોઈ શક્યા છીએ કે પ્રિ. વિનાયકરાવ સાહેબ દિવસ જ નહિ, પરંતુ અધરાત–મધરાત પણ કેળવણીની અધિષ્ઠાત્રી દેવીની જ આરાધનામાં રોકાયેલા હોય છે. એમને મન તો કેળવણી પાછળની જહેમત એ જ પ્રભુભક્તિ છે. કોણે જાણ્યું કે પ્રભુ પાસે એમની માગણી 'ભવોભવ કેળવણીકાર'ની જ ન હોય? બીજી બાજુ શ્રી. ચંદુભાઈ શાળાની અનેકવિધ પ્રવૃત્તિઓ માટે ગમે તેવા સંજોગોમાં તબીયતની પણ પરવા કર્યા વિના ફરજની વેદી પર ખડે પગે ઊભેલા હરકોઈ વખતે નજર સમક્ષ તર્યા કરે છે.

પ્રિ. વિનાયકરાવના જીવનમાં કેવળ કેળવણીનો એક જ રંગ છે એમ કહી શકાય. જ્યારે હેડમાસ્તર સાહેબનું જીવન કેળવણી ઉપરાંત સાચી ખેલદિલી, શિસ્ત મળતાવડાપણું વગેરે શુભ રંગોથી રંગાયેલું છે.

આ બધું તો થયું તેમના અંગત જીવન વિષે. પરંતુ જનતાએ એમની સેવાઓનો કેવો અને કેટલો લાભ ઉઠાવ્યો તે જોઈએ. નાના વિદ્યાર્થી હતા ત્યારથી જ સંગીન કેળવણી આપતી શાળા તરીકે ટ્યુટોરિઅલ હાઈસ્કૂલની નામના સાંભળી હતી. શાળાના ભૂતકાલીન ઈતિહાસ જોતાં માલૂમ પડે છે કે એ પટ પર પથરાયેલી રેતીમાં કેવી કેવી મહાન વ્યક્તિઓનાં પાદચિહ્નો પડેલાં છે. એ બધી મહાન વ્યક્તિઓએ ભેગા મળી કેવા કેવા ભાવિ નાગરિકો ઘડ્યા અને નગરની સેવા ઉઠાવી તે તો આજના એ નાગરિકો જ સારી રીતે કહી શકે. આ શાળાના દરેક વિદ્યાર્થી તેમ જ દરેક શિક્ષક ગમે તે જગ્યાએ, ગમે તે સમયે અભિમાનપૂર્વક ટ્યુટોરિઅલ હાઈસ્કૂલને પોતાના જ છત્ર તરીકે ઓળખાવે છે.

જન્મ આપનારી માતા માટેની લાગણી વિષે [illegible] હોઈ શકે જ નહિ. તેવી જ રીતે સંસ્કારપોષક માતા માટે કયા જડ હૈયામાં કૃતજ્ઞતાના ઉભરા આવતા નહિ હશે? કેવળ બાહ્ય દેખાવોથી જ એ કૃતજ્ઞતાનું માપ કઢાતું નથી; સમય, સંજોગ અને કંઈક અંશે સ્થિતિને વશ થયેલો મનુષ્ય કદાચ બાહ્ય દેખાવ ન કરી શકે પણ ખોલો એના હૈયાને અને નિહાળો તો માલૂમ પડશે એ માતાઓ માટેની કૃતજ્ઞતાની અખંડિત અને અવિનાશી મૂર્તિઓ!

કાકાસાહેબના શબ્દોમાં કહીએ તો જેમ "બ્રહ્મદેવની એક કલ્પનામાંથી સૃષ્ટિનો વિસ્તાર થાય છે, વાલ્મીકિની એક કારુણ્યની લાગણીમાંથી રામાયણી સૃષ્ટિ વિસ્તરેલી છે" તેવી જ રીતે કાળુ-પુરના વડલાનું માત્ર પાદપ્રક્ષાલન કરી સારાયે નગરમાં થઈ વહેતી એ કેળવણીગંગા અનેક આત્માઓને પાવન કરીને અને પોષીને જીવનકલહમાં તારી રહી છે. આજે તો એ કેળવણીગંગાનું જીવનવિતરણ દીમુખી થયું છે. આમ ટ્યુટોરિઅલ હાઈસ્કૂલ હજી ઉત્તરોત્તર જનસેવાના કાર્યમાં વધુ ને વધુ બળ સાથે આગળ વધો એ જ પ્રભુ પ્રત્યે પ્રાર્થના!!

# માધ્યમિક શિક્ષણ—જીવન વિકાસની દૃષ્ટિએ

લેખક
શ્રી. કાળીદાસ વ. દવે.
બી. એ.

કેળવણીકારોએ યુગે યુગે કેળવણીની વ્યાખ્યાઓ બાંધી છે. સમાજની જરૂરીઆતો બદલાતી જાય તેમ તેમ કેળવણીનો આદર્શ, તેની યોજના, તેની પદ્ધતિ અને તેની સાધનસામગ્રી બદલાતાં જાય. ખરી રીતે કેળવણીનો આદર્શ એકજ હોવો જોઇએ. જમાના પ્રમાણે તેની સિદ્ધિ અર્થે, યોજના, સાધનો અને પ્રયોગોમાં ફેરફાર થાય એ આવશ્યક છે. મનુષ્યને જીવન જીવવાની કળા આપનાર, તેના જીવનનો સર્વાંગી વિકાસ કરનાર કેળવણી છે. વ્યક્તિનું અને સમાજનું શ્રેય કરવા વ્યક્તિને પ્રેરનાર કેળવણી છે. અન્ય રીતે કહીએ તો કેળવણીનો ખરો ઉદ્દેશ મનુષ્યને સંયમશીલ અને સંસ્કારી બનાવવાનો છે. સંસ્કારિતા અને સંયમશીલતા મનુષ્યજીવનની મોટામાં મોટી પ્રાપ્તવ્ય વસ્તુ છે. સંસ્કારિતા એટલે (Culture) અથવા Gentlemanliness. એકાદ સદીથી પશ્ચિમના ભભકભર્યા તેજથી સંસ્કારિતા નવા સ્વાંગમાં રજુ થઈ છે. ભોગવૃત્તિ અને ઐશ્વર્યભાવ સંસ્કારિતા તરીકે ખપવા લાગ્યાં છે. જેમાં નથી Gentleness—નમ્રતા કે વિનય, અને જેમાં નથી manliness—માણસાઈ તેને સંસ્કારિતા કેમ કહેવાય? આ "જેન્ટલમેન" શબ્દની વ્યાખ્યા ટૉમસ હાર્ડીએ તેના એક કાવ્ય 'Wagtail & the Baby' માં સરસ આપી છે. નદીકિનારે એક નાનું બાલક રમે છે, અને એક દેવચકલી પાણી પાસે કલ્લોલે છે. બન્ને પ્રકૃતિનાં પ્રાણીઓ પ્રકૃતિના વિશાળ ખોળે બેઠાં છે. તેવામાં એક જંગલી ઘોડો કુદતો અને પાણી ઉડાડતો આવે છે. પક્ષી જરા પણ ભય પામતું નથી. પણ પછી એક 'જેન્ટલમેન' સરસ પોષાકમાં આવે છે; તેને જોઇને પક્ષી સત્વર ઉડી જાય છે, અને બાલક આ નવા આગન્તુકને આશ્ચર્ય અને ભયથી નિહાળી રહે છે. સંસ્કારિતા Gentlemanlinessનું આ સાચું સ્વરૂપ નથી. હૃદયની ઉદારતા અને નમ્રતા સાથે બુદ્ધિની શ્રેયસ્કર કુશળતા સંસ્કારિતાથી ઓળખાય છે. આવી સંસ્કારિતામાં સંયમશીલતા સહજ હોય છે. કેળવણીનો ઉદ્દેશ આવી સંયમશીલ સંસ્કારિતા આપવાનો છે. મનુષ્ય જીવનની પ્રગતિ અને તેનો વિકાસ સાધવાનો છે.

આટલું નક્કી કર્યા પછી માધ્યમિક શિક્ષણની ચર્ચાપર આવતાં પહેલાં પ્રાથમિક શિક્ષણ અને તે પહેલાંની પ્રાક્-પ્રાથમિક-અવસ્થા કે જેના પર માધ્યમિક શિક્ષણનું ચણતર થયું છે તેનું થોડું વિહંગાવલોકન આવશ્યક જણાય છે.

બાળક પૂર્વજન્મની કૃતિઓદ્વારા મેળવેલા ભિન્ન ભિન્ન પ્રકારના સંસ્કારો લઇને જન્મે છે. એનું વર્તમાન જીવન તેના પૂર્વજીવનોને સાંધતો એક અંકોડો છે. બાળકનું મન એક કોરી પાટી (Clean

slate) જેવું છે એ વિચાર તદ્દન ભૂલભરેલો છે. પૂર્વજન્મમાં નહિ માનનારા કેટલાક પાશ્ચાત્ય માનસશાસ્ત્રીઓ હવે Heredity અને Environment–વારસો અને પરિસ્થિતિ ઉપર ખૂબ ભાર મૂકવા લાગ્યા છે. અર્જુનના એક પ્રશ્નના સમાધાનમાં ગીતાકાર ખાતરી કહેથી છે કે "शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते" ॥ અને પછી "तत्र तं बुद्धि संयोगं लभते पौर्वदेहिकम्" ॥ ઉપરની હકીકતને આ વાક્ય સ્પષ્ટ અને અસંદિગ્ધરૂપે પુષ્ટિ આપે છે. વર્તમાન બાળકનું જીવન તેની માતાના ગર્ભમાંથી શરુ થાય છે, તે જોતાં સ્મૃતિકારોએ વર્ણવેલા સંસ્કારોની અગત્ય આપણી દૃષ્ટિએ વધે છે. તેમાં બાળમાનસની પૂર્વભૂમિકાની તૈયારી સ્પષ્ટ માલૂમ પડે છે. બાળકના જન્મ પછી તરત જ તેની જન્મદાત્રીનો ખોળો તેની શાળા બને છે. ગૃહ, પિતા, કુટુમ્બ–એ શાળા બાળકના જીવનમાં ઘણો મહત્ત્વનો હિસ્સો આપે છે, પણ ખેદની વાત એ છે કે આજે એ ગૃહમાં જન્મદાત્રીનું ઉચ્ચ સ્થાન ખાલી પડયું છે. જન્મદાત્રી તે સ્થાનથી પદભ્રષ્ટ થઈ છે. આજ કેટલાં ગૃહો બાળકના અમૂલ્ય જીવનને શુદ્ધ પ્રકાશ અને હવા આપે છે! નિજ અંકમાં પૂર્ણ વિશ્વાસથી સૂતેલા બાળકને જન્મદાત્રી દૂધની સાથે કેવી ભવ્ય ભાવનાઓ પાઈ રહી હોય છે! હૃદયની ભાવનાઓ, સમભાવ, અનુકંપા, સહિષ્ણુતા, સ્વાર્પણના મૂકભાવો જનની હેતાળ દૃષ્ટિથી બાળકના પુષ્પસમા કોમળ અંગે અંગમાં, તેના હૃદયમાં અને તેના મનમાં ભરે છે. આ હકીકતને એક ઈંગ્લીશ કવિએ સુંદર રીતે વર્ણવી છે. અતૃપ્ય જિજ્ઞાસાથી પૂછતા બાળકને માતા શો જવાબ આપે છે? બાળક પૂછે છે?— "What is that, mother?" "The eagle my child." મા કહે છે કે ગરુડ જેવી ગગનવિહારી ઉચ્ચ કલ્પનાવાળો, ઉર્ધ્વગતિ અને બુદ્ધિની તેજસ્વિતાવાળો તું થજે, તથા અવસાન સમયે દૃઢ આસ્થાથી ગીતભર્યો, આનંદભર્યો હૃદયે તું મૃત્યુને પણ ભેટજે." બાળકના સમગ્ર જીવનની કેળવણીનો આરંભ આમ માતાના ખોળામાં જ થાય છે. આ કારણે જ સ્મૃતિકારે માતાને સૌ ગુરુ કરતાં અધિક ગણી છે. (One good mother is more than a hundred teachers) પણ આજ તો ગૃહમાં અનવસ્થા પેઠી છે. છાત્રગૃહોની અગત્ય પણ આપણે આજ કારણે સ્વીકારીએ છીએ અને છતાં પોતાના ઉચ્ચ આદર્શને પહોંચવા મથતો છાત્રાલયનો કોઇ નિષ્ઠાવાન ગૃહપતિ કદીપણ એના છાત્રોની 'મા' બની શકવાનો જ નથી. જગતનાં મનુકુળોમાં માનું સ્થાન આ કારણે અપ્રતિમ છે. નારી જીવનના સર્વ પાસામાં માતૃત્વ અનેરા ઉચ્ચ સ્થાને છે. પ્રાથમિક શિક્ષણની પૂર્વ ભૂમિકા માતાભર્યાં ગૃહમાં જ તૈયાર થાય છે. પણ ગૃહની આજ નિરાશાભરી સ્થિતિ છે, તો સમાજની સ્થિતિ પણ તેવીજ છે. સમાજના ધૂરીણો સમાજને કયા રસ્તે દોરી રહ્યા છે? અને ધર્મપ્રચારકો દ્વારા ધર્મની પણ એ જ સ્થિતિ થઇ છે. આવી રીતે માતાપિતાની અક્ષમ્ય ઉપેક્ષાથી હણાતું તથા સમાજ અને ધર્મની એવી જ બેજવાબદારીથી રઝળતું બાળક પાંચમા વર્ષે આપણી પ્રાથમિક શાળામાં પ્રવેશે છે. બાળકના જન્મ પહેલાંનો તથા જન્મ પછીનો સમય, તેના સમગ્ર મનુષ્ય જીવનની દૃષ્ટિએ ઘણો મહત્ત્વનો સમય "પ્રાક્ પ્રાથમિક અવસ્થાનો" સમય, ગૃહ અને માતાપિતાની અને સમાજની અક્ષમ્ય ઉપેક્ષા વૃત્તિથી અફળ વહી રહ્યો છે.

"પ્રાથમિક શાળા" માં પ્રવેશ કરવાથી બાળકની સ્થિતિ જરા પણ સુધરતી નથી. બાળકને ખાતર શાળા છે, એ ખ્યાલ કોઈવાર કોઈ ને આવે છે. કોઈ અગમ્ય પ્રથાની કે સત્તાની આસપાસ અહીંનું ચક્ર અતિ ધીમી ગતિએ ફરતું હોય છે. કેન્દ્રમાં બાળકને બદલે કોઈ જડ નિષ્પ્રાણ પ્રથા કેન્દ્રિત થયેલી હોય છે. હાલ થોડાંક વર્ષોથી કોઇ સ્થળે નવી કેળવણીનાં વિચાર–મોજાં જરા જરા સ્પર્શે છે ત્યાં ઉપલક ફેરફાર જણાય છે, કયાંઇક ઠીક મકાન, કયાંઇક થોડાંક સાધનો, કયાંઇક પુસ્તકમાં ફેરફાર થતો જણાય છે, પણ એ સઘળાં ઓછાં જ શાળાના પ્રાણ બની શકે? અનુભવરહિત શિક્ષકના હાથ તળે બાલ્યજીવન વેડફાઈ જતું કોણે જોયું નથી? પણ જ્યાં પ્રજાએ અને રાજ્યે કેળવણીને શોભાની વસ્તુ ગણી છે ત્યાં શિક્ષકોનો પણ શો દોષ કાઢવો? શિક્ષકનું વેતન

તથા સમાજમાં તેનું સ્થાન જોતાં હાલની સ્થિતિમાં શો ફેરફાર થઈ શકે? પણ અહીં હું પ્રાથમિક શાળાનું નિરાશાભર્યું ચિત્ર નહિ રજુ કરૂં. હું નિરાશાવાદી નથી. સાચા શિક્ષકે નિરાશાને દૂર ફગાવી દેવી જોઈએ. પણ જે ચિત્ર આજ અનેક શાળાઓમાં દેખાય છે, તે ખેદ જ ઉત્પન્ન કરે છે. આ અવસ્થા–પ્રાથમિક શાળાની અવસ્થા–વટાવી એ બાળક દશ અગિયાર વર્ષની વયે માધ્યમિક શાળાના ઉંબરે આવીને ઉભે છે. માધ્યમિક શાળાનો સમય, તેની કિશોર અવસ્થા અને યૌવનના આરંભકાળનો છે. માધ્યમિક શાળાનાં સાત વર્ષોમાં બાળક કૌમારમાંથી યાવનમાં પ્રવેશ કરતો હોય છે. આ અવસ્થામાં તે સમભાવ અને સહાનુભૂતિ વાંછે છે. આ અવસ્થામાં તેનું શરીર, હૃદય અને મન ખૂબ ઝડપથી આગળ વધવા તલસી રહ્યાં હોય છે. આજ પહેરેલાં પહેરણ કે કોટ બે મહિના પછી તેને ટુંકાં પડે છે, આજે માનેલા રસના વિષયનું સ્થાન થોડા સમય પછી અન્ય વિષય લે છે. બાલ્યકાળમાં ડોકિયું કરી જતી સ્વમાનની કોમળ લાગણી, આ અવસ્થામાં વિકાસ પામતી જાય છે, અને માન્ય થવા મથે છે. જિજ્ઞાસાવૃત્તિ ન પહોંચાય તેવડી વિશાળ અને ઉન્નત આ અવસ્થામાં હોય છે. આ અવસ્થા આવાં અનેક પરિવર્તનોની છે. કૌમાર અને યૌવન પરિવર્તનની અવસ્થા છે. આપણા પ્રાચીનોએ કમળને ખરેખર અદ્દભુત સ્થાન આપ્યું છે. પ્રકાશ અને વિકાસ વાંછતું કમળ સૂર્યકિરણોની ઉષ્મા પીવા કેવું ભવ્ય અને સુંદર રૂપ ધારે છે? માધ્યમિક શાળામાં બેઠેલો કિશોર, કમળની જેમ ચોતરફથી પ્રકાશ અને વિકાસ વાંછી રહ્યો હોય છે. તેની આવી અવસ્થા લક્ષ્યમાં રાખીને તથા મનુષ્ય જીવનનું ધ્યેય કેન્દ્રમાં રાખીને, માધ્યમિક શિક્ષણની રચના થવી જોઇએ. કેળવણીનો ઉદ્દેશ ફક્ત જીવનનિર્વાહમાં પર્યાપ્ત થાય એવું કોઈ ન સ્વીકારે. જીવનનિર્વાહ–પશુ–પંખી પણ જાતમહેનતથી દરરોજ કરે છે. પોતાની અને પોતાના કુટુંબની આજીવિકા મેળવવામાં કેળવણી સહાયરૂપ બને એ યોગ્ય છે, પણ આજ તો એટલું પણ કેળવણી નથી આપતી એવી સૌની ફરિયાદ છે. ખરું જોતાં આપણા દેશમાં જે ઉદ્દેશથી શિક્ષણસંસ્થાઓ ઉદ્દભવ પામી છે તે ઉદ્દેશ આજ રહ્યા નથી, એટલે શિક્ષિત બેકારોની સંખ્યા વધતી જાય તેથી ખેદ ખરો, પણ આશ્ચર્ય જરાયે નથી! ૧૭–૧૮ વર્ષે માધ્યમિક શિક્ષણ પૂરૂં કરીને ઉચ્ચ શિક્ષણ–યુનિવર્સિટી એજ્યુકેશન–માટે કેટલા કુમારો આગળ જાય છે? આ વખતે યુવકોનો મોટો ભાગ સમાજમાં ભળી જવા જાય છે. આવા મોટા ભાગના યુવકોનાં જીવનને જાણીને તેમની તથા સમાજની જરૂરિયાતોને સમજીને, હાલનો માધ્યમિક શિક્ષણક્રમ ચાલે છે? જીવનનિર્વાહ માટે હાલની કેળવણી અસમર્થ નીવડી છે. ઉપરાંત તેનો જે પ્રધાન ઉદ્દેશ—મનુષ્યજીવનના વિકાસનો–એ પણ ક્યાંય દબાઈ, કચરાઈ ગયો છે! વહેપારીઓને, પેઢીઓ અને બેંકોને અને બીજી અનેક ધંધાની સંસ્થાઓના વ્યવસ્થાપકોને આજે પૂછો કે તેમને ત્યાં કામ કરતા શિક્ષિતવર્ગથી તેમને કેવો સંતોષ અને અનુભવ છે? આવા પ્રશ્નના ઉત્તરોમાં નીચેના કેટલાક હોવાનો સંભવ છે. "હિસાબ રાખવામાં ભૂલો કરે છે, નામું, પત્રો તથા અગત્યનાં કાગળિયાં તૈયાર કરવામાં વધારે વખત બગાડે છે; કામની બરાબર ઝડપ નથી; નિયમિતતા પણ નથી." ઇત્યાદિ. પણ આ ઉત્તરો બહુ નિરાશાજનક નથી. નિષ્ઠાવાન શિક્ષકને આ જવાબોથી અવશ્ય લાગી આવવાનું; પણ એ મૂંઝવનારા કોયડા નથી. જરા વધારે અનુભવની, વધારે કાળજીની તેમાં જરૂર છે. સમય એ સંભાળશે અને સુધારશે. ખરા મુઝવનારા ઉત્તરો નીચેના જેવા હોય. "એક હિસાબ આપવા ગયો અથવા બેંકમાં નાણાં ભરવા ગયો તો રસ્તામાંથી જ પલાયન." "બીજી પેઢી સાથે ભળી જઇ બીજાએ મને દગો દીધો," વગેરે. કોઈ વિષયની ઓછી આવડત નિભાવી લેવાય, તે સુધારી પણ શકાય. પણ અવિશ્વસનીયતા ( Untrustworthiness ), અપ્રામણિકતા, પરવંચના, અસત્ય—એ બધું ક્ષણભર પણ ન નિભાવી શકાય તેવું છે. પણ પેટ સામું. જોનારની દષ્ટિ ઉદાત્ત અને ઊંચી ભાગ્યે જ હોય છે. તેનાં કાર્યો પણ સીધાં હોતાં નથી. Those who look and walk on the belly, always take

to zigzag courses. માધ્યમિક શિક્ષણ પામેલા શિક્ષિત માણસો ( યુનિ. કેળવણીની કે તેના પદવીધરોની વાત અપ્રસ્તુત ગણી દૂર રાખું છું ) સામે આવી ફરિયાદો શિક્ષણસંસ્થાઓને શરમાવનારી શું નથી ? આવાં વિકૃત પરિણામો લાવવામાં આપણી શિક્ષણસંસ્થાઓના અભ્યાસક્રમો અને વિધિઓ જવાબદાર છે; સમાજના વિચારો અને વ્યવહારો પણ જવાબદાર છે. એટલુંજ નહિ, પણ શિક્ષણસંસ્થાઓના સૂત્રધારો અને શિક્ષકો પણ કેટલેક અંશે જવાબદાર છે. માધ્યમિક શાળાના વિષયો વિદ્યાર્થીના માનસને લક્ષ્યમાં રાખીને યોજાએલા છે કે નહિ, અથવા તે બધા કે તેમાંના કેટલાક જીવનમાં અગત્યના છે કે નહિ, એની ઉંડી ચર્ચામાં ન ઉતરતાં, આટલું તો સ્પષ્ટ છે કે વિદ્યાર્થીના માનસભેદનો, તેની જરૂરિયાતો તથા બદલાયલા સમાજના ધ્યેયનો વિચાર, વિષયોની પસંદગી અને શિક્ષણની રચનામાં યોગ્ય રીતે થયો નથી. માધ્યમિક શાળામાં પ્રવેશ કરતાં જ નજર સાતમા પગથિયા પર—મેટ્રીક પર—ચોંટે છે. વિદ્યાર્થીના માતપિતાની નજર પણ ત્યાંજ ચોંટી હોય છે. શિક્ષણ સંસ્થાઓ પણ તે મર્યાદામાં સ્થિર થઈ ગઈ છે. આપણી —શિક્ષકોની સામે પણ મહાન ગમ્યસ્થાન મેટ્રીક જ રહે છે. આ સ્થિતિમાં વિદ્યાર્થી બિચારા મેટ્રીકને એકમાત્ર તરણોપાય માને તેમાં શું આશ્ચર્ય ! આ એક ખરેખર વિચિત્ર ઘટના છે કે અસંખ્ય શિક્ષિત બેકારો છતાં, ઠીક ઠીક આકરી તાવણીમાંથી પસાર થયા પછી મેટ્રીકોની સ્થિતિ હાસ્યાસ્પદ કે નિરાશાભરી છે એ જાણવા છતાં, અસંખ્ય વાલીઓ અને શિક્ષકો મેટ્રીકનેજ પ્રધાનસ્થાન– પ્રાપ્તવ્ય વસ્તુ તરીકે માની બેઠા છે. અમુક વિચારથી નક્કી કરેલા વિષયો, તેનાં પાઠ્ય પુસ્તકો, ચોક્કસ અભ્યાસક્રમો, તેની પદ્ધતિઓ અને મુદતો, અને એ બધાંની ઉપર ચોક્કસ ઢાળાની પરીક્ષા ! હાલનો કોઇપણ વિષય જીવન-વિકાસ કરવામાં સહાયરૂપ બને છે એ ખરૂં, પણ હાલ થતો તેનો અભ્યાસ, તેની પદ્ધતિ, તેનાં સાધનો—એ સઘળું એક યાંત્રિક ધ્યેયની આસપાસ જ્યાંસુધી ગોઠવાયેલું છે ત્યાંસુધી અન્ય પરિણામ ક્યાંથી સંભવી શકે ? વળી ધર્મ અને નીતિનું શિક્ષણ જુઓ. દરેક શાળામાં તે કોઇપણ રીતે અપાય છે. સમયપત્રકમાં એકાદ પીરિયડ પણ તેને માટે હોય છે. પણ તે જીવન્ત રહ્યું નથી. અયોગ્ય પદ્ધતિ આપનારમાં શ્રદ્ધાનો અભાવ, તે માટેની લાયકાત (?) નો પણ અભાવ, અને કુટુંબ તથા સમાજમાં પ્રવર્તી રહેલો યંત્રવત્ – કૃત્રિમ – દંભભર્યો વ્યવહાર. આવાં કારણોથી ધર્મ અને નીતિનું શિક્ષણ વિદ્યાર્થીના જીવનમાં શી અસર પાડે ? પૂર્વોક્ત ફરિયાદો અથવા મૂંઝવનારા ઉત્તરોનાં કારણો અહિંજ પડયાં છે. ચારિત્ર્યના વિકાસનું, એકનિષ્ઠાનું, અનુકંપા અને સહાનુભૂતિનું, સંયમ અને સેવાભાવનું શિક્ષણ કેવું અને કેટલું અપાય છે એનો અનુભવ કયા શિક્ષકને નથી ? આપણી શાળામાં હૃદયના અને આવા સામાજિક ગુણોને વિકસવાનો અવકાશ કે તક નહિ જેવીજ મળે છે. વળી વિદ્યાર્થીના શરીરની સ્થિતિ પણ તેટલીજ ખેદજનક છે. કેટલીક સામાજિક રૂઢિઓ વિદ્યાર્થીનાં કંતાયેલાં શરીર માટે જવાબદાર છે. અને શિક્ષણસંસ્થાઓએ તેને ખડતલ બનાવવાની જવાબદારીને યોગ્ય રીતે અમલમાં મૂકી નથી. વિદ્યાર્થી, તેનો વાલી, અને શિક્ષક – એ ત્રણેય આમ ધ્યેયરહિત ધપાવ્યે જાય છે. થોડો સમય થોભીને ચાલી રહેલી વસ્તુસ્થિતિ વિશે વિચાર કરવાનું કોઇને સૂઝતું નથી; કોઇને સૂઝે છે તો તેમાં શો અને કેટલો સુધારો કરવો તે માટે કલ્પના નથી કે નવરાશ નથી; અથવા બીજા છે તે કરશે એમ ધારી પ્રારંભ કરવાની અશક્તિને સમજાવી લે છે. આવી વસ્તુસ્થિતિમાં સામે બેઠેલા કિશોરનું જીવન, તેના વિચારો, અને તેની વૃત્તિઓ, કયે માર્ગે વળે એ કલ્પવું મુશ્કેલ નથી.

આવું નિરાશામય ચિત્ર જોતાં, કોઇને પ્રશ્ન ઉદ્‌ભવે કે જે માધ્યમિક શિક્ષણને અને તેજ ક્રમે યુનિવર્સિટી શિક્ષણને આટલું બધું વગોવવામાં આવે છે, તેજ શિક્ષણે દાદાભાઈ, રાનડે, ગોખલે, લો. મા. ટિળક, આશુતોષ મુકરજી, ગાંધીજી વગેરે મહાન વ્યક્તિઓને તૈયાર કરી છે તેનું શું ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે આવી શિક્ષણસંસ્થાઓ હોવા

છતાં આ વ્યક્તિઓ સ્વશક્તિથી વિશિષ્ટતા પામી છે. સૌએ કોઇ કોઇ બગીચામાં છોડનાં કુંડાં તો જોયાં હશે. એ કુંડાંના છોડ વિકાસમાં, ઉંચાઈમાં, વિસ્તારમાં કેટલા બધા કુંઠિત થઇ ગયેલા હોય છે! તેનાં પાંદડાં ચળકાટ વિનાનાં સત્વહીન હોય છે. તેનાં ફૂલ–ફળની વાતજ શી કરવી? આવા કુંડા–છોડોમાં પણ કોઈ એવો છોડ નીકળે છે કે જે આવશ્યક પોષણ મેળવવા કુંડાના તળિયાને ફોડી, પ્રકાશ અને પ્રાણવાયુ મેળવવા ઉંચો ને ઉંચો વધે છે અને વિસ્તરે છે. પૂર્વોક્ત વિશિષ્ટ વ્યક્તિઓ આવા એકલવાયા કુંડા–છોડ જેવી છે. પ્રવર્તમાન કેળવણી આવી કુંડા–કેળવણી જેવી નથી દીસતી શું?

ત્યારે હવે શું કરવું જોઇએ?

છેલ્લા મહાયુદ્ધ પછી, જગતની રાજકીય ભૂગોળના નકશાઓ ફેરવાઈ ગયા, તેમ વ્યક્તિની અને સમાજની જીવન વ્યવસ્થામાં પણ ફેરફાર થયા. જીવનના આદર્શોમાં, તે વિષેની માન્યતાઓમાં પણ ફેરફારો થયા. દરેક વસ્તુનું ફરી મૂલ્યાંકન થયું. સંકુચિત રાષ્ટ્ર ભાવનાને બદલે આંતરરાષ્ટ્રીય ભાવનાની વાતો થવા લાગી. કેટલાક સત્યશોધકોએ મહાયુદ્ધનાં બીજ દેશદેશની કેળવણીના આદર્શમાં અને તેની પ્રથામાં પડેલાં જોયાં: અને તેથી વિશ્વપ્રેમના વિશાળ આદર્શ પર કેળવણીની પુનઃ રચના કરવાની અગત્ય જણાવી. આપણા દેશમાં પણ આ નવરચનાના વિચારો આવ્યા, પણ આખા સમાજના જીવનને ઘડનારી કેળવણીના આદર્શમાં અને તેની વ્યવસ્થામાં કાંઈજ પરિવર્તન ન થયું! ક્યાંઇક પરિષદો ભરાઇ તેમાં નવરચનાના ઠરાવો થયા. ક્યાંઇક કમીશન બેઠાં; તેણે પણ કેટલીક ભલામણો કરી. આપણી યુનિવર્સિટીના પદવીદાન સમારંભોનાં ભાષણોના પ્રધાનસૂર પણ કેળવણીમાં નવરચના માટે સંભળાયા. કેટલાંયે વર્ષોથી ચાલતી આવતી શિક્ષણ-પ્રથામાં અનિષ્ટ તત્ત્વો છે અને તે દૂર કરવાની જરૂર છે, એવો સ્વીકાર બધે સ્થળેથી થાય છે, પણ હજી ફેરફાર કે આરંભ તો દૂરજ છે! માધ્યમિક શિક્ષણનું ધ્યેય જ્યાંસુધી મેટ્રીક જ રહેશે અને યુનિવર્સિટી જ્યાં સુધી તેમાં યોગ્ય ફેરફારો સત્વર નહિ કરે, ત્યાં સુધી પરિવર્તનની આશા વ્યર્થ છે. જેને હિમ્મત છે, જેને વ્યક્તિ અને સમાજના હિતનો આગ્રહ છે, તેવી શિક્ષણ સંસ્થાઓએ, તેના સંચાલકોએ તથા શિક્ષકોએ અને વિદ્યાર્થીઓના વાલીઓએ પરિવર્તન માટે હિમ્મત ધરી આગળ પગલું ભરવું જોઈએ.

આરંભમાં જણાવ્યું તેમ કેળવણીનો પ્રધાન ઉદ્દેશ જીવનવિકાસનો હોવો જોઈએ. આ ઉદ્દેશમાં મનુષ્યના જીવનનિર્વાહનો સમાવેશ થઇ જ જાય છે. જીવનનિર્વાહ એ પ્રાથમિક અગત્યની વસ્તુ છે. એની ઉપેક્ષા ન જ ચાલે. ભૂખ્યા માણસ પર ઉત્તમ જ્ઞાન, ભાવવાહી સંગીત કે ભવ્ય કથા–કાંઈજ અસર ન કરી શકે. કવિ પ્રેમાનન્દે સુદામાની સ્ત્રી પાસે ઠીક જ કહેવરાવ્યું છે કે "એતો જ્ઞાન મને ગમતું નથી ઋષિરાયજી રે, લાવો બાળક માગે અન્ન લાગું પાયજી રે." પણ જીવનનિર્વાહ મનુષ્યનું જીવન સર્વસ્વ નથી. મનુષ્યનું જીવન સર્વસ્વ તો સંયમ અને સંસ્કાર છે; ત્યાગ અને સેવા છે. ધન, રિદ્ધિ, વિદ્વત્તા કે પ્રભુત્વ–તેમાંના એક એક કરતાં કે તે સર્વના સમુચ્ચય કરતાં પણ ચડિયાતી વસ્તુ ચારિત્ર્ય–શીલ–છે. પરમત્યાગી ભગવાન બુદ્ધ અને એક વૈદિક બ્રાહ્મણનો વાર્તાલાપ આ હકિકતની સાક્ષી પૂરે છે. તેમની ચર્ચાને અંતે શીલને સર્વોચ્ચ સ્થાને તેમણે મૂક્યું છે. ધનવિના જીવનવિકાસ અટકવાનો નથી. વિદ્વત્તા નહિ હોય તો પણ જીવનવિકાસ થવાનો જ; એ બધાં ધન અને વિદ્વત્તા અમુક સંયોગોમાં અગત્યનાં ખરાં પણ એ અનિવાર્ય નથી. એકજ વસ્તુ અનિવાર્ય છે, જેના વિના જીવનવિકાસ સંભવે નહિ, અને તે શીલ છે. શીલની પ્રાપ્તિ એ કેળવણીનો આદર્શ. આ આદર્શ દૃષ્ટિમાં રાખીને કેળવણીની નવરચના થવી જોઈએ.

આ નવી રચનામાં હાલના વિષયોને ફગાવી દઇ બીજા તેને સ્થાને મૂકયા એટલે નવી રચના થઈ ગઈ એમ કોઈ ન માને. હાલના વિષયો વિષયો તરીકે ખોટા નથી. જીવનનિર્વાહમાં કે જીવનવ્યવહારમાં તેનો ઉપયોગ નથી એમ પણ નથી. બાળકનું માનસ, તેનું

વલણ, તેની અને સમાજની આવશ્યકતા એ સઘળાંનો વિચાર વિષયોની પસંદગી પાછળ હોવો જોઇએ. ખરી રીતે હાલના વિષયોમાં થોડા વધારે ઉમેરવા પણ જોઇશે. વિષયવૈવિધ્ય હાનિકારક છે જ નહિ પણ જ્યારે બધા વિષયો સઘળા વિદ્યાર્થીઓ માટે સરખા ઉપયોગના અને તેથી તેનો અભ્યાસ સઘળા માટે ફરજીયાત બને છે, ત્યારે તે જીવનને હાનિકારક બને છે. આ ઉપરાંત આપણી પરીક્ષણ પદ્ધતિમાં પણ ફેરફાર થવા જોઇ એ. પરીક્ષાનો નાશ તો કદી થવાનો નથી. તે કોઈ અવિનાશી તત્ત્વની બનેલી હોય તેમ લાગે છે, પણ તેમાં રહેલી ખામીઓ દૂર થાય તો તેનાં અનિષ્ટ પરિણામો દૂર કરી શકાય કે કમી કરી શકાય. પેલી વિચારપ્રેરક પુસ્તિકાએ Examinations examined–પરીક્ષણ પદ્ધતિની પોકળતા સચોટ રીતે બહાર પાડી છે. પરીક્ષા એક અનિવાર્ય અનિષ્ટ છે, પણ તેની અનિષ્ટતાના ઘણા અંશો આપણે દૂર કરી શકીએ.

કેળવણીની નવરચનામાં કેટલાક વિષયોનાં જૂથ (groups) પાડવાં પડશે. તેનાં પાઠ્યપુસ્તકો, પદ્ધતિઓ અને તેનાં સાધનોમાં ફેરફાર કરવા જોઇશે. પાઠ્યપુસ્તકોનો આખો ક્રમ નવીજ યોજનાથી રચવાની જરૂર છે. સારાં પાઠ્યપુસ્તકોના અભાવે કેટલાક અગત્યના વિષયો જીવનને સ્પર્શ કરી શકતા નથી. વિષયોનું શિક્ષણ અને જીવન જાણે કે ભિન્ન જ હોય તેવો વ્યવહાર સત્વર અટકાવવો જોઈ એ. વસ્તુતઃ તો શિક્ષણશાસ્ત્ર જીવનવ્યાપી હોવું જોઈ એ. જીવનશાસ્ત્ર અને શિક્ષણશાસ્ત્ર વચ્ચેનો સંબંધ એક બીજાને પોષક હોવા ઉપરાંત સમગ્ર જીવનને વ્યાપી રહે તેવો હોવો જોઇએ. સાચું શિક્ષણ જીવનમાં અનેરો ઉલ્લાસ ભરે છે. સાચું શિક્ષણ વસંતઋતુ જેવું છે. જીવનનાં અંગપ્રત્યંગમાં ઉલ્લાસ, આશા અને ચેતન રેડનારું તે છે. નવરચનામાં શિક્ષણ જીવનવ્યાપી અને જીવનમાં ઉલ્લાસ અને ચેતન ભરતું બને તેવી વ્યવસ્થા કરવી જોઈએ. વળી ઔદ્યોગિક કેળવણી વિના આ નવ–રચના અધુરી રહેવાની. શરીરવિજ્ઞાન, આરોગ્યશાસ્ત્ર, સંગીત, ચિત્રકલા વગેરે વિષયો પણ ઉમેરવા જોઇએ. કલાનું સાચું જ્ઞાન મનુષ્યના જીવનને ભવ્ય અને ઉન્નત બનાવે છે. કલા વિકૃતરૂપે રજુ થાય છે, તેથી ભવ્ય અને સાત્વિક આનંદને બદલે જીવનપર વિકૃત અસર જોવામાં આવે છે. એક ભવ્ય ભાવદર્શક ચિત્ર કે એક ઉદાત્ત લાગણીભર્યું ગીત મનુષ્યના હૃદયમાં કોમળ અને ઉદાત્ત ભાવો મૂક પણ સચોટ રીતે રજુ કરે છે, આથીજ સંગીત અને ચિત્રની કલાઓ કેવળ મનોરંજક ન રહેવી જોઇએ.

મનુષ્યની જીવનવ્યવસ્થામાં, તેની હરેક કૃતિમાં આ કલાઓની સહૃદયતાભરી અસર પડવી જોઇએ. આજ આપણને હૃદયની કેળવણીની સવિશેષ જરૂર છે. વ્યક્તિના અને સમાજના જીવનમાં લાગણીનો અભાવ, સ્વાર્થ, મમતા, પરહિત પ્રતિ દુર્લક્ષ–એ બધાં હૃદયની કેળવણીના અભાવમાંથી જન્મ્યાં છે. લાગણીઓને કેળવીને તેને યોગ્ય સમયે અને યોગ્ય રસ્તે વહેવડાવે એવી યોજના ઉદાર અને વિશાલ પ્રકૃતિમાં વિસ્તરેલી પડી છે. વિશાળ મેદાનો, ઉન્નત અને ભવ્ય પહાડો, નિર્મળ વહેતી નદીઓ, શાંત સરોવરો, ગાઢ વનો, શાન્ત કે ઘૂઘવતા સાગરો અને વિશ્વના અજબ નિયંતાનું તથા તેની અમાપ શક્તિનું ભાન કરાવનાર વિશાલ ઉંડું આકાશ આપણા હૃદયની અને બુદ્ધિની કેળવણી માટે અખૂટ સામગ્રી ધરી રહ્યાં છે. આજ તો પ્રકૃતિનું કોઇ કાવ્ય કે ચિત્ર તેના સોમા ભાગની અસર જીવન પર ઉપજાવી શકતું નથી ! ખરી હકીકત તો એ છે કે શાળાની દીવાલો વચ્ચે એવું કાવ્ય, ચિત્ર કે ગીત તેમાં રહેલી કલ્પના અને કલાનો ખ્યાલ ક્યાંથી આપી શકે ? કલા અને કલ્પનાનો આસ્વાદ ત્યારેજ મળે છે કે જ્યારે તેની સાથે તાદાત્મ્ય સાધી શકાય, તેને આત્મસાત કરી શકાય. પ્રાચીન સમયમાં આપણાં ઋષિકુળો અને શિક્ષણકેન્દ્રો પ્રકૃતિના વિશાળ ખોળે પથરાયેલાં હતાં. આજ આપણને પ્રકૃતિ અભિમુખ Back to Nature થવાની જરૂર છે. શિક્ષણને આત્મસાત કરવાની કળા આમાંથીજ જન્મે છે, તે જીવનવ્યાપી પણ ત્યારેજ બને છે કે જ્યારે ગ્રહણ કરનાર તે સાથે તાદાત્મ્ય અનુભવે.

ઔદ્યોગિક શિક્ષણમાં મુખ્યતઃ હસ્તકળા અને

હસ્તકૌશલના વિષયોને પ્રધાનસ્થાન દેવું જોઈએ. હાથની ભેટને લીધે મનુષ્ય અન્ય પ્રાણીઓ પર સરસાઈ ભોગવે છે. કર્મકૌશલને ગીતાકારે યોગ કહ્યો છે. (**योगः कर्मसु कौशलम्**) પ્રથમ તો ઉદ્યોગના વિષય જીવન નિર્વાહનો માર્ગ સરલ કરી આપે છે; અને તેથી શિક્ષિતોની બેકારી ઘટાડવા અને ટાળવા આ વિષયોને આજથી જ સ્થાન દેવું જોઈએ. જીવનનિર્વાહ સિવાયના બીજા લાભો પણ ઔદ્યોગિક કેળવણીના છે. પ્રવર્તમાન કેળવણીએ નવરાશની, એદાકુ જીવનની અને એશઆરામની કૃત્રિમ સંસ્કૃતિ ઉભી કરી છે. ટેબલ સામે બેસી પાંચ કલાક મગજ ચલાવ્યું એટલે દિવસનું કામ પૂરું થયું; શારીરિક શ્રમ આપણને ન જ ફાવે. એ ઓછી બુદ્ધિવાળું, મહેનતુ વર્ગનું કામ છે. આવા ખોટા ખ્યાલો આજ શિક્ષિતોમાં પેઠા છે. પ્રજાદેહનાં જુદાં જુદાં પણ સરખી અગત્યનાં અંગો વચ્ચે આવો ભેદ તથા ઉંચા અને નીચા કામનો ખોટો ખ્યાલ ઉત્પન્ન કરી રહેલી આ ભ્રામિક સંસ્કૃતિને સત્વર અટકાવવાની જરૂર છે. કલકત્તાની દક્ષિણે સુંદરવનના અનારોગ્ય પ્રદેશમાં જીવતું સંપત્તિશાસ્ત્ર રચી રહેલા સર ડેનિયલ હેમિલ્ટને કલકત્તા યુનિવર્સિટીના પદવીધરોને સુંદરવન પરના પોતાના સંસ્થાન પર આવવા અને કામમાં જોડાવા આગ્રહથી કહેણુ મોકલ્યું હતું. પણ આ કહેણને ઝીલવા, અને સગવડનો લાભ લેવા બહુજ થોડા બહાર પડ્યા. તેમાં પણ આ પ્રવર્તમાન કેળવણીએ ઉત્પન્ન કરેલી દેહારામની સંસ્કૃતિ જ જવાબદાર છે. ઔદ્યોગિક કેળવણી શારીરિક કામનું મહત્ત્વ અને ગૌરવ સમજાવે છે એ તેનો બીજો લાભ છે. પ્રજાદેહનું દરેક અંગ સરખું અગત્યનું છે, તેનું ખરું જ્ઞાન તથા જનતા સાથે આત્મૌપમ્યની ભાવના તેથી કેળવાશે એ ત્રીજો લાભ છે. ઉદ્યોગના શિક્ષણથી બુદ્ધિ ખીલે છે તથા તત્કાલ નિર્ણય કરવાની શક્તિ તીવ્ર બને છે. ખડતલ અને કાર્યક્ષમ શરીર જીવનને આશામય અને સુખમય બનાવે છે. શરીર ચિકિત્સકો અને માનસશાસ્ત્રીઓ કહે છે કે જેમ શરીર નિર્બળ, અને મંદ, તેમ માનસિક નિર્બળતા અને મંદતા તેટલા પ્રમાણમાં વધારે, તેમ નૈતિક ગુન્હા અને અધઃપાત તરફ પ્રવૃત્તિ તેટલી વધારે. શરીર સુદૃઢ હોય, જરૂરના સમય સુધી દરરોજ તેને કામ આપ્યું હોય તો તે માણસનું મન સાત્ત્વિક ઉલ્લાસ અને આનંદ અનુભવે છે, અને રાત્રે ગાઢ નિદ્રા પામી, સવારમાં અરુણ જેવો નિત્ય તાજો અને ઉલ્લાસપૂર્ણ ઉઠે છે. આદ્યોગિક કેળવણીનો આ લાભ સૌથી ઉત્કૃષ્ટ છે.

માધ્યમિક શિક્ષણની પુનઃરચનામાં ધર્મ અને નીતિનું શિક્ષણ જીવન્ત બને તેવી વ્યવસ્થા કરવી જોઈએ. હાલ તેની ગોઠવણ છતાં આપણા દૈનિક જીવન વ્યવહારમાં કે મનોવ્યાપારમાં કેટલીક સાચી ધાર્મિકતા કે નીતિમત્તા છે? વિશ્વના મહાન નિયામકના અસ્તિત્વનો જીવનમાં કેવો સ્વીકાર થઈ રહ્યો છે? ધર્મ અને જીવન અલગ વસ્તુઓ છે જ નહિ. સાચો ધર્મ, જીવનમાં ઓતપ્રોત થઈ રહ્યો હોય છે. આપણી શાળાઓ તથા પાઠશાળાઓમાં અને પ્રવચનસ્થાનોમાં ધર્મના શિક્ષણની વ્યવસ્થા હોવા છતાં તે શિક્ષણ વન્ધ્યા જેવું અફળ રહ્યું છે. તેનાં કારણો તપાસી આમૂલાગ્ર ફેરફાર થવો જોઈએ.

ઉચ્ચ સ્થાનથી ભ્રષ્ટ થયેલા શિક્ષણને આવી કોઈક યોજનાદ્વારા તેના મૂળના ભવ્યસ્થાને પુનઃ સ્થાપી શકાશે. અને ત્યારેજ તે પોતાની તેજસ્વિતા અને શક્તિનો પરિચય આપશે. સાચા શિક્ષણને–વિદ્યાને–એથીજ કલ્પલતાની ઉપમા અપાય છે.

પણ આ નવ–રચનાનું નિર્માણ યોગ્ય શિક્ષકો અને સાધનો વિના અશક્ય છે. કેળવણી સંસ્થાનો પ્રાણ શિક્ષક અને શિષ્ય છે. એ સંસ્થાને પ્રાણવાન શિક્ષક જ પ્રાણવાન બનાવી શકે અને ટકાવી શકે. પણ આજ શિક્ષકનો ધંધો કોઈ પણ રીતે દૂષપાત્ર રહ્યો નથી! આખા જગતમાં શિક્ષકનો ધંધો ઉપેક્ષા અને તિરસ્કાર પામેલો છે. આમ થવામાં કેટલાંક મુખ્ય કારણોમાં નીચેનાં છે. સમાજમાં શ્રેષ્ઠ અને પ્રતિષ્ઠા પામવાને યોગ્ય આ ધંધાની સમાજમાં પ્રતિષ્ઠા નથી, તેથી તથા આર્થિક આવક બીજા ધંધાને મુકાબલે ઓછી છે તેથી શક્તિશાળી શિક્ષિતોને આ ધંધો આકર્ષતો નથી. વળી જેઓ આ ધંધામાં જોડાયા છે, તેમાંનો મોટો ભાગ આરંભમાં સ્વેચ્છાથી

જોડાયેલ નથી. આવી રીતે આ પવિત્ર અને અગત્યનો ધંધો ઉપેક્ષા પામતો રહ્યો છે. આપણા હિન્દુ લગ્નના એક ટીકા કરનારે કહ્યું છે કે "First we marry and then we begin to love whom we have married, as there is no escape." આવી ટીકા આપણા ધંધા માટે તો સાવ સાચી છે. નિશાળમાં શિક્ષક કોઈ પણ થઈ શકે અથવા રહી શકે. આરંભમાં ઇચ્છા વિના આ ધંધામાં પડેલા શિક્ષકોનું પ્રમાણ બહુ મોટું છે. બીજી સારી જગ્યાની આશાએ શરૂઆતમાં આ ધંધામાં કેટલાક શિક્ષિતો ઇચ્છા ન હોય, મનનું વલણ તે માટે ન હોય તો પણ જોડાય છે, પછી બે એક વર્ષ ગયાં પછી અને અન્ય સારી જગ્યાનો યોગ ન બનતાં, મન સાથે બાંધછોડ કરી આ ધંધામાં રહી જાય છે, આવા મિત્રની સંખ્યા મોટી છે. છતાં એમાંના કેટલાક પોતાના ધંધાને અંતઃકરણથી ચાહનારા પણ નિવડે છે. પ્રજા ઘડતરના ધંધાની, સમાજમાં જીવન સંસ્કાર અને તેમાં પ્રેરણાનો પ્રચાર કરનાર આ પવિત્ર ધંધાની આ સ્થિતિ છે! મોટરના ડ્રાઈવર તરીકે આપણે ગમે તેને નથી રાખતા. ઈંટ કે પત્થર મૂકનાર અણઘડ કડિયાને કોઈ નથી રાખતું. ગુમાસ્તાની પણ આવડત તેને રાખતાં પહેલાં લક્ષમાં લેવાય છે. અરે શાક લાવનારની અણઆવડત તરફ નાપસંદગી દર્શાવાય છે. દુર્ભાગ્યે એક જ ધંધો એવો છે કે જેમાં આવડત, મનોવૃત્તિ, સાહજિક શક્તિ, નિષ્ઠા–કાંઇ જ જોવાતું નથી! કુટુંબનું અને સમાજનું ઘડતર જેના હાથમાં મૂકવામાં આવે છે તેની લાયકાત માટે કોઇને કાંઈ જ પડી નથી! આ કેટલી શોચનીય સ્થિતિ છે! આ દુઃખદ વસ્તુસ્થિતિ ટાળવાની જરૂર છે. આ ધંધાને અન્ય બધા ધંધા કરતાં હું પવિત્ર માનું છું. બધા ધંધામાં, ધંધાદારને પછી ભલે તે માલિક હોય કે નોકર હોય પણ નિષ્ઠા તો જોઈએ જ. શિક્ષકનો ધંધો દૃઢ નિષ્ઠા માગી લે છે. શિક્ષણનું કાર્ય જીવનમાં ઉલ્લાસ, અને આશા સીંચનારૂં છે. કુમારો અને યુવાનોનાં ઉલ્લાસ, મહત્ત્વાકાંક્ષા, અને આશા શિક્ષકમાં નવું ચેતન રેડે છે. આ કાર્ય જીવનને ભવ્ય અને ઉન્નત બનાવનારૂં છે, અને તેથીજ તે મહા પવિત્ર છે. તેને તેની ઉચ્ચ પ્રતિષ્ઠિત સ્થિતિએ સ્થાપવાનું કાર્ય પણ આપણું જ છે. એ કાર્ય કરવાનો નિશ્ચય અને આગ્રહ અને તેનું આચરણ એક પ્રકારની તપશ્ચર્યા છે. તપમાંથી સંયમ અને શક્તિ બન્ને પ્રકટે છે, અને સંયમ અને શક્તિનું યુગ્મ શું નથી કરી શકતું? એવી તપશ્ચર્યાવાળા અને સંયમિત શક્તિશાળી શિક્ષકો અવશ્ય પ્રતિષ્ઠા પામશે. ત્યારે પ્રતિષ્ઠા એની મેળે એમને મળશે. એક નિષ્ઠાવાળા અને ધંધાને વરેલા તથા બ્રાહ્મણ ભાવનાવાળા શિક્ષકો માટે આ કાર્ય સુસાધ્ય છે એમ મારૂં માનવું છે.

કેળવણીની પુનર્ઘટનાની યોજના સંક્ષેપમાં આપણે ચર્ચી પરંતુ શિક્ષણના ક્ષેત્રને એક અથવા બીજા કારણે વીંટળાયેલી મર્યાદાઓ જોતાં, તેને બાંધી રહેલા વિધિ–નિષેધોના નિયમો જોતાં, તથા સમાજમાં પણ નવ–રચના માટે જોઇએ તેવી તત્પરતાનો અભાવ જોતાં, હાલ તરત શું કરવું જોઇએ કે જેથી કેટલીક ખામીઓ દૂર થતી જાય, અનુકૂળ અને શિક્ષણને સહજ વાતાવરણ તૈયાર થતું જાય, અને નવી ભૂમિકા તૈયાર થતી જાય. પ્રથમતો શિક્ષકોએ અને સંચાલકોએ પોતાની ભાવનામાં પલટો લાવવો જોઈએ. નવી દષ્ટિ પ્રાપ્ત કરવી જોઈએ. શાળાની દીવાલો બહાર વિશાળ જીવન ધબકી રહ્યું છે, તે ત્યારે તરત માલૂમ પડશે. શાળાના દૈનિક કાર્યનો આરંભ સામુદાયિક પ્રાર્થનાથી અને ઉચ્ચ ભાવનાવાળા સંગીતથી થાય. આ વ્યવસ્થા આખા દિવસ માટે અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરે. પરોક્ષ રીતે નીતિના સંસ્કાર અને હૃદયની લાગણીઓ કેળવવામાં એ સહાયક બને છે અને તેથીયે વિશેષ એનું પરિણામ એ આવે છે કે વિદ્યાર્થીદ્વારા તે પ્રાર્થના–ગીતો તેમનાં ઘરોમાં, શેરીઓમાં અને સમાજમાં પ્રવેશ કરે છે. આ પ્રવેશની અસર તત્કાલ જણાય તેવી નથી હોતી. પણ કુટુમ્બના અને સમાજના જીવનપર તે સૂક્ષ્મ પણ સચોટ અસર પાડે છે. કાવ્યકલા, ચિત્રકલા, સંગીતકલા જેવા લલિતકલાના વિષયો માટે તેમજ ભૂગોળ, ખગોળ અને સૃષ્ટિ નિરીક્ષણ જેવા વિષયો માટે અનુકૂળ ઋતુમાં થોડા વર્ગોને શાળા Camping classes તરીકે બહાર મોકલે. લલિત કલાઓમાં

રહેલી ઉદાત્ત અને કોમલ ભાવનાઓ ઝીલવા માટે અને અન્ય વિષયોને આત્મસાત કરવા માટે પ્રકૃતિનું સાન્નિધ્ય સરસ અસર ઉપજાવે છે. અનેક મુખોથી મુખરિત થતું પ્રકૃતિનું સંગીત, તેની સંવાદિતા, મિલ્ટનના Music of spheres જેવી—તેની કવિતા, અને તેનાં ચિત્રોનો સીધો પરિચય આ યોજનાથી બાળકો મેળવી શકશે. નિર્મળ રાત્રિનું તારામંડિત વિશાળ આકાશ અહિં મળે છે. મધુર પગલે ચાલી આવતી અને વાતાવરણમાં સૂક્ષ્મ કોમળતા ભરતી પુરાણી છતાં નવલ ઉષાનાં, શહેરની શાળાને અલભ્ય દર્શન પણ અહિં થશે. ઉપરાંત સમૂહમાં કામ કરવાની રીત અને વ્યવસ્થા અલ્પ સાધનોથી જરૂરની વસ્તુઓ ઉત્પન્ન કરી લેવાની શક્તિ, સમૂહહિતમાં સ્વહિતને ગૌણ ગણવાની ટેવ, ભાવના અને કાર્યનું ઐક્ય ઇત્યાદિ સામાજિક ગુણો આવી યોજના દ્વારા પ્રકટશે અને ખીલશે. ટૂંકાં પર્યટનો અને લાંબી રજાઓના પ્રવાસોની યોજના હાલના કરતાં વધારે વ્યવસ્થિત તથા ઉપયોગી બને તેમ કરી શકાય. ઇતિહાસના વિષયને આકર્ષક અને જીવન્ત આથી બનાવી શકાય. ધાર્મિક તથા અન્ય તહેવારોની રજાઓમાંથી કેટલાક તેવા દિવસો પસંદ કરી અવતારી તથા લોકોપકારક પુરુષોના જીવનપ્રસંગો દ્વારા ધર્મની સાચી ભાવના ઉત્પન્ન કરી શકાય. બાળકમાં પરિગ્રહવૃત્તિ છેક નાનપણથી જોવામાં આવે છે. ઘરનું વાતાવરણ ઘણીવાર આ વૃત્તિને પોષે છે. ખરી રીતે આ વૃત્તિનો સૂક્ષ્મ ખ્યાલ બહુ ઓછાં માણસોમાં હોય છે. કામચૌરવૃત્તિ આમાંથી ઉદ્‌ભવે છે. ઘર, શાળા કે રમતોનાં સ્થાનોપર કોઇ વિદ્યાર્થીમાં જોવામાં આવતી ગુંડાગીરી આ વૃત્તિને જ આભારી છે. પરિગ્રહવૃત્તિથી સમાજનો દ્રોહ થાય છે. Possessive instinct બીજી બધી instintcs ના જેવી ઓછા વધતા પ્રમાણમાં સૌમાં હોય છે. પણ યોગ્ય ઉપાયો, કાળજી અને ધીરજથી તેને ઊર્ધ્વગામી—તેનું ઊર્ધ્વીકરણ—Sublimation—કરવાની જરૂર છે. જેને Extra-Mural પ્રવૃત્તિઓ કહેવામાં આવે છે તે દ્વારા આવી વૃત્તિઓનું Sublimation કરી શકાશે. આ કારણે એ પ્રવૃત્તિઓને શાળાના અભ્યાસક્રમમાં સ્થાન મળવું જોઈએ. પરહિત માટે કે સમૂહહિત માટે સ્વહિતને વીસરી જવું એવો ગુણ—ગીતાકાર જેને આત્મૌપમ્ય અને આત્મવિલોપન કહે છે—Self identification and self-effacement-ના ગુણો આવી Extra-Mural પ્રવૃત્તિઓ દ્વારા ખીલવી શકાય. નિયમિતતા, સંયમ અને શિસ્તની ભાવનાને શાળાના આંતરિક વ્યવહારો દ્વારા, વિદ્યાર્થીના જીવનમાં જાગ્રત કરી શકાય. 'જાગ્રત' શબ્દનો પ્રયોગ ઇરાદાપૂર્વક કર્યો છે. બાળકમાં મૂળથીજ કેટલીક વૃત્તિઓ છે. શિક્ષણસંસ્થાઓએ તેને જાગ્રત કરવાની જરૂર છે. શાળાની આંતરિક વ્યવસ્થામાં, સંમેલનોમાં, નાટયપ્રયોગોમાં—આ બધી પ્રવૃત્તિઓમાં વિદ્યાર્થીઓને જવાબદારીભર્યું કામ સોંપવાથી, તેમાં તેવો હિસ્સો લેતા કરવાથી, જવાબદારી અને સંયમ તેમનામાં કેળવાશે. શાળામાં, ઘરમાં, અને બહાર બાળકના થતા કેટલાક દોષો, તેની કેટલીક અયોગ્ય રીતિઓ, તેનામાં વિશ્વાસ અને તેના પ્રતિ પ્રેમ બતાવવાથી દૂર કરી શકાશે. વિદ્યાર્થીના માત-પિતાનો સહકાર આ દિશામાં કેટલોક સુધારો કરવા સહાયક બનશે. તેમનાં બાળક તરફની અને સમાજ તરફની તેમની પવિત્ર ફરજ તરફ તેમનું લક્ષ ખેંચીને તે માટે તેમનો સક્રિય સહકાર મેળવી શકાય. વિદ્યાર્થીનું શાળાનું, ગૃહનું તેમજ બહારનું જીવન, તેની સંગતિ અને ટેવો, તેનાં માત-પિતાના વિચારો અને વ્યવહારો ઇત્યાદિ પર ચર્ચા કરી સહકાર મેળવી શકાય. આ કાર્ય સરલ નથી. પણ મુશ્કેલીભર્યા કાર્યથી જ નિષ્ઠા અને પ્રયત્નોની કસોટી થાય છે. નિરાશાની છાયાને શ્રદ્ધાથી અને કાર્યથી સાચા શિક્ષકે દૂર કરવી જોઇએ.

હવે છેલ્લી પણ પ્રથમ મહત્ત્વની સૂચના શિશુ-પ્રેમની મૂકું છું. શિશુવત્સલતા એ એક મહાન રસાયણ છે. તેની અસર ઉંડી અને સ્થાયી છે. ભય અને લાલચ આપણા જીવનમાં, રગે રગે વ્યાપી રહેલ છે. તેવી સ્થિતિમાં શિશુ પ્રેમની અસર તત્કાલ નહિ જણાય. શિક્ષકોમાં, તેમના ધંધાના અભ્યાસ કરતાં, ધંધાની આવડત કરતાં અને તે

માટેની સર્વ આવશ્યક લાયકાતો કરતાં, શિશુવત્સલતાને હું પ્રધાન સ્થાને મૂકું છું. બધું હોય અને એક શિશુપ્રેમ ન હોય તો આ ધંધાની પવિત્રતા ઝાંખી પડવાની. બીજી બાજુથી શિક્ષણસંસ્થાએ એક કુટુંબસંસ્થા બનવું જોઇએ. એકજ ક્ષેત્રમાં અને એકજ ધ્યેય માટે એકજ ભાવનાથી બંધાયેલા શિક્ષકો શાળારૂપી એક કુટુંબનાંજ માણસો હોવા જોઇએ. શિક્ષકો અને વિદ્યાર્થીઓથી શાળારૂપી કુટુંબ બંધાય છે. એવી કૌટુમ્બિક ભાવના શાળાજીવનમાં લાવી શકાય.

શિક્ષણસંસ્થાઓને મૂંઝવતી હાલની મર્યાદાઓ અને નિયમો હોવા છતાં ઉપર જણાવ્યું તેવા કેટલાક ફેરફારો શાળાઓ કરી શકે તો પણ કેળવણીની નવરચના માટે અનુકૂળ ભૂમિકા તૈયાર થશે. આવા ફેરફારોનું પરિણામ તરત જોવાની આશા કોઇ ન રાખે. વસ્તુતઃ કોઇપણ સંસ્થાના કાર્યનું પરિણામ જોવા-જાણવા માટે દશ-વીશ વર્ષનો સમય બસ નથી. નિષ્ઠાવાન શિક્ષકોની એકાદ પેઢી પૂરી થયા પછી તેમના કાર્યની અસર સમાજ જીવનમાં દેખાય છે. એટલે આશા અને આસ્થાને હૃદયમાં સંઘરી, મુશીબતોના ઝંઝાતાતો સામે શ્રદ્ધા-જ્યોતને અખંડ રાખનાર શિક્ષકનું કાર્ય કદી નિષ્ફળ ગયું નથી. લોકકલ્યાણ કાર્ય કદી નિષ્ફળ જતું નથી એવું ગીતાકારનું પરમ આશ્વાસન છે.

---

# ઉત્કર્ષ ઉર્મિ

લેખક

**શ્રી. મહેન્દ્ર બાલાજી દવે**
બી. એ., બી. એસ સી., બી. ટી.

અમદાવાદની ટયુટોરિઅલ હાઇસ્કૂલનો રૂપકોત્સવ ઉજવવાનો આ પ્રસંગ આ વરસે હોવાથી આખા રાજનગરે આનંદ અને અભિમાન લેવા જેવું છે. એવી થોડી સંસ્થા હોય છે કે જેમને આવા પ્રસંગો આવે છે. તેમાં વળી આ જમાનામાં કેળવણીની સંસ્થાઓને આર્થિક આપદા એટલી બધી હોય છે કે પચીસ વરસ આબરૂભેર વિતાવવાં એ તેના ચાલકોની આવડત અને સંગીન કાર્યકુશળતા સિદ્ધ કરે છે.

રા. વિનાયકરાવ ત્રિવેદીના ગુણગાન કરવાનું આ સ્થાન નથી; છતાં એમની શાળાના રૂપકોત્સવનો પ્રસંગ અને એમનું વ્યક્તિત્વ એવાં સંકલિત થયાં છે કે તેમને વિષે થોડું લખ્યા વગર છૂટકો જ નથી; કારણકે કાર્યસાફલ્ય તેના સંયોજક અને સંચાલકોની આવડતનું પરિણામ છે. રા. વિનાયકરાવે જ્યારે નિશાળ ઉઘાડવાનો વિચાર કર્યો હતો, ત્યારે તેમના એક મિત્રે (સરકારી શાળાના નિવૃત્ત થયેલા હેડમાસ્તરે) બહુ દીર્ઘદૃષ્ટિવાળી સલાહ આપેલી હતી કે જો તમારે તમારી શાળા સારી રીતે ચલાવવી હોય તો તમો યોગ્ય મદદનીશ શિક્ષકો પસંદ કરશો અને તેમને આર્થિક દૃષ્ટિએ સંતુષ્ટ રાખશો. અમદાવાદ જેવા વ્યાપારી વૃત્તિવાળા શહેરમાં આ પ્રમાણે વર્તવું જરા અઘરૂં છે. દ્રવ્યસંચયની લાલચ હરકોઈને થઈ જાય છે. રા. વિનાયકરાવે તેમના મિત્રની સલાહ અક્ષરશઃ માની હોય એવું અમને લાગે છે, અને એ નીતિને લીધે તેઓ શાળાનો રૂપકોત્સવ ઉજવવા ભાગ્યશાળી થયા છે. ઉપરાંત આ નીતિ હજી સુધી ચાલુ રહી છે જાણી શિક્ષકમંડલ રાજી થયા વિના રહેશે નહિ.

તેઓ સરકારી હાઇસ્કૂલને આદર્શ ગણતા હતા અને હજી ગણે છે. કેટલાક ખાનગી નિશાળના માલિકો ઈર્ષાને લીધે સરકારી નિશાળોને હલકી પાડવા યત્ન કરે છે. એવો સ્વભાવ એમનો નથી. સરકારી નિશાળોના વ્યવસ્થાપકો જોડે સ્નેહ અને મિત્રાચારી ભરેલો સંબંધ તેઓ રાખે છે. પોતાની મુશ્કેલીઓ વિષે તેઓ તેમની જોડે ચર્ચા કરી મુશ્કેલીઓ દૂર કરવાના ઉપાયો શોધી કાઢે છે. આ નીતિમાં તેઓને સારી સફલતા મળી છે.

મુંબઇ સરકારના કેળવણી ખાતાએ એમનાં જ્ઞાન અને કાર્યકુશળતાની યોગ્ય કદર કરી છે. મિડ્લ સ્કૂલ અને હાઈ સ્કૂલ સ્કોલરશીપોની જાહેર પરીક્ષાની કમિટીમાં સભ્ય નિમાવાનું માન એમને મળેલું છે. તદુપરાંત બીજી જાહેર પરીક્ષાઓ–ડ્રોઇંગ અને ગુજરાતી શાળાંત–લેવામાં એમની શાળાનાં મકાનનો, અન્ય શિક્ષકોનો અને તેઓની પોતાની મદદનો ઉપયોગ સરકાર કરે છે. આમાં તેઓ વિનાસંકોચે કામ કરી રહ્યા છે.

અમદાવાદની જાહેર પ્રજાએ પણ એમની શિક્ષણપ્રવૃત્તિને વધાવી લીધી છે. એમની શાળામાં લગભગ ૧૫૦૦ ઉપરાંત વિદ્યાર્થીઓ ભણે છે, અને શહેરના વીચ અને જાણીતા બે લત્તામાં વિદ્યાર્થીઓને બેસાડવાની મકાન વ્યવસ્થા કરવી પડી છે. શિક્ષણક્ષેત્રમાં એઓ જાહેર નમૂનાના પાઠ આપે છે, અને શિક્ષકોની પરિષદ્‌માં આગળ પડતો ભાગ લેવા તેઓ ચૂકતા નથી. તેમણે આપેલાં ભાષણો, તેમના અનુભવ અને વિદ્વત્તાથી પ્રેરાયલાં યોગ્ય સૂચનોથી ભરપુર હોય છે.

મુંબઇ યુનિવર્સિટીની મેટ્રિકની પરીક્ષામાં આ શાળાના વિદ્યાર્થીઓ ઘણે ઊંચે નંબરે ઉત્તીર્ણ થયા છે, અને તેઓએ ઇનામો, સ્કોલરશીપો અને ચંદ્રકો મેળવેલાં છે. આ બાબત શાળાની ગૌરવભરેલી કાર્યસિદ્ધિ જાહેર કરે છે.

હવે મારી નમ્ર વિનંતિ છે કે આ શાળાના સંચાલક પૂ. વિનાયકરાવ વનપ્રવેશ કરી ચૂકયા છે. તેઓ ઘણું આયુષ્ય ભોગવે એવી મારી ઇષ્ટદેવ પ્રત્યે પ્રાર્થના છે. છતાં તેઓ હવે શાળાની સંકુચિત પ્રવૃત્તિઓ છોડી અમદાવાદ અને ગુજરાતના બહોળા કેળવણીક્ષેત્રમાં જાહેર ભાગ લે એવી યાચના છે. એમના આટલા લાંબા અનુભવનો લાભ શાળા બહારની સમાજને મળવો જોઇએ. એવા જ્ઞાની, અનુભવી પ્રૌઢ પુરુષો જાહેરકર્તા ન બને તો શું બિનઅનુભવી યુવાનો કામ કરશે? એમને માત્ર પોતાની શાળાને દૂરથી જ નિહાળવી અને મુખ્ય બાબતો વિષે યોગ્ય સૂચન કરવું. શાળાની ઝીણી ઝીણી આંતરિક બાબતો યોગ્ય શિક્ષકોને સોંપી દેવી, જેથી એમને તેમ જ શાળા અને સમાજને લાભ થાય.

અંતમાં હવે પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે કે ટ્યુટોરિઅલ હાઇસ્કૂલ સુવર્ણમહોત્સવ અનુભવવા ભાગ્યશાળી બની ચિરંજીવ બને. અસ્તુ.

---

# ગીતાનો સંદેશ

લેખક

શ્રી. 'એકાકી વસુ'

ગીતાનો મહિમા આજે જગવિદિત છે. અનેક ધર્માત્માઓએ એનો બોધ હૃદયમાં ઉતારી પોતાનો અને જગતનો ઉદ્ધાર કર્યો છે. એનો બોધ એકદેશીય નથી, એકમાર્ગી પણ નથી. ગીતાના સતત અભ્યાસ કરનારાઓને ગીતામાંથી જે સત્ય મળ્યું તે જગત આગળ રજુ કર્યું. શ્રી. ટિળક મહારાજને તેમાંથી કર્મયોગનું રહસ્ય મળ્યું અને તેમણે દર્પણ જેવું સત્ય આપણી સમક્ષ મુકી દીધું. ગીતાનું રહસ્ય એમને કર્મમાં જ લાગ્યું. શ્રી આદિ શંકરાચાર્ય જ્ઞાનના શિખરે જઈ ચડયા અને સર્વના કાનમાં મંત્ર ફૂંક્યો કે 'પવિત્રમાં પણ પવિત્ર જ્ઞાન છે, બીજું નહિ.' અને એમણે ગીતાનું રહસ્ય જ્ઞાનયોગમાં બતાવ્યું. શ્રી વલ્લભાચાર્ય પધાર્યા અને એમણે ભક્તિમાર્ગનો ડંકો બજાવ્યો કે 'સર્વધર્મને ત્યજીને તેને જ શરણે જા', ગીતાને ભાગવતધર્મ માની એમણે ભક્તિમાર્ગનું જ રહસ્ય ઉકેલ્યું. મહાત્મા ગાંધીજીને એક નિરાળું જ સત્ય પ્રાપ્ત થયું અને તેમણે અનાસક્તિયોગનો જ મંત્ર જગતને જણાવી દીધો. એમને પોતાને લાગ્યું કે 'જો હું કર્મ કરૂં તો આસક્તિને ત્યજી દઈને, જો હું ઈશને ભજું તો તે પણ આસક્તિ વિના અને જ્ઞાન મેળવું તો તે પણ નિરાસક્તપણે. કર્મ-ભક્તિ અને જ્ઞાનને તેમણે સૂતરના તાંતણે ગુંથી ભારતીદેવીને વરમાળા ચઢાવી; અને એ રીતે એમણે રેંટિયાની કર્મપરાયણતા અને અહિંસા પણ ગીતાના ઉંડા તત્વમાંથી જ શોધી કાઢી.

આ રીતે ગીતાનું એક સત્ય અનેક રીતે વિચારાવા લાગ્યું અને સાધુ પુરુષોનાં અનેક મંતવ્યોમાં ચળાઈને આપણને જુદી જુદી રીતે ભાસવા લાગ્યું. સાધારણ માનસ આ વિવિધતા જોઇને ગભરાઈ જાય છે. આ વિરોધી તત્વોનો સમન્વય થાય જ કેમ એમ વિચાર કરતો તે મૂઢ દશાને પ્રાપ્ત થાય છે; પરંતુ એવી મૂઢ દશાનો શિરોમણિ અર્જુનને નજર સામે લાવીએ તો બધી ધડમથલ શાંત થાય. 'યુદ્ધ કરવું અને સંબંધીઓને હણવા' એ બંને સાથે કેવી રીતે બને? યુદ્ધ શત્રુ સાથે હોય, મિત્ર સાથે નહિ, અને સંબંધીઓથી વધારે મિત્રતાનો દાવો બીજો કોણ રાખી શકે? બીજું, અર્જુન પોતાને માટે યુદ્ધ કરવા પ્રેરાયો જ નહોતો. એને તો મનમાં ભાવ હતો કે 'સંબંધીઓનો વિરોધ શમી જાય અને સર્વ કોઈ સાથે મળી આનંદ કરે'; પણ તેના ભાવ સાથે યુદ્ધ કયાં બંધ બેસે છે? યુદ્ધમાં સંબંધીઓ હણાયા પછી સાથે મળવાનો પ્રસંગ જ પ્રાપ્ત થાય કેવી રીતે? કોણ કોને મળી શકે એ નિર્ણય યુદ્ધ સમયે થઇ શકે જ કેમ? આ મૂઢ ભાવનાએ અર્જુનને જ્ઞાન તરફ ખેંચ્યો. એને ક્ષત્રિયની ફરજ ત્યજીને પણ ભિક્ષા ચરવી ઉત્તમ લાગી, પણ એને કૃષ્ણનું શરણ એથી વિશેષ ઉત્તમ લાગ્યું. કૃષ્ણને મિત્ર તરીકે માનનાર અર્જુનના હૃદયમાં કૃષ્ણ પ્રત્યેનો પૂજ્યભાવ જાગૃત થયો. કૃષ્ણને સામાન્ય વ્યક્તિ માનનાર અર્જુન કૃષ્ણને જ શરણે ગયો અને સહસા તેની વાણીમાં ઉતરી આવ્યું કે 'शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम्' શરણે આવેલ શિષ્યનું આપ શાસન કરો.

આ શરણાગતિનો ભાવ અર્જુનમાં આ પહેલાં જાગ્યો નહોતો. કૃષ્ણ અને અર્જુન અનેક પ્રસંગે

મળતા, અનેક ચર્ચાઓ થતી, ધર્મનાં રહસ્યો પણ ઉકલતાં, પણ તે બધું એક મિત્રભાવે, ચર્ચાની દૃષ્ટિએ. સત્ય ઉપદેશ તો અધિકારી જ મેળવી શકે અને તે અધિકારી જ્યારે તીવ્ર જીજ્ઞાસુ બને ત્યારે જ. 'અર્જુન યુદ્ધ પ્રસંગે પણ અધિકારી બન્યો છે. તેના હૃદયમાં સત્ય સમજવાની તીવ્ર જીજ્ઞાસા પ્રાપ્ત થઈ છે' એવું જ્યારે કૃષ્ણને લાગ્યું ત્યારે તેમણે પોતાનું વિરાટ હૃદય ખોલીને પણ સંપૂર્ણ સત્ય બતાવ્યું.

આ રહસ્ય જે નથી સમજ્યા તે ગીતાના ઉપદેશ આડે પડદો પાથરે છે. 'વ્યાસના ફળદ્રુપ ભેજામાંથી નીકળેલી આધાર વિનાની 'ગીતા' એક નવલિકા જ છે,' એમ તેઓ માને છે. 'યુદ્ધના પ્રસંગે આવાં લાંબાં ભાષણો આપવા અને સાંભળવા કૃષ્ણ અર્જુન નવરા જ ક્યાંથી થાય? એ બનવું જ અશક્ય છે;' પણ સત્યના શોધકો કૃષ્ણ અર્જુનનાં પાત્રોને સામાન્ય નથી લેખતા. મહાભારત યુદ્ધનો પ્રસંગ કેવળ ભૂતકાળની જ બિના છે એમ તેઓ નથી માનતા. દરેકને આવા પ્રસંગો પ્રાપ્ત થાય છે. 'શું કરવું અને શું ન કરવું' એમ ભાન ભૂલાય છે. કોઈ મત ગમતો નથી, કોઈ માર્ગ રુચતો નથી અને પ્રયત્ન કર્યા છતાં અનેક મંતવ્યોમાં કયું પોતાને માટે છે એનો પણ નિર્ણય મુશ્કેલ પડે છે. એણે તો ટિળક મહારાજનો કર્મયોગ સ્વીકારવો, શંકરાચાર્યનો જ્ઞાન-માર્ગ સ્વીકારવો, વલ્લભાચાર્યનો ભાગવતધર્મ ગ્રહણ કરવો કે ગાંધીજીનો અનાસક્તિ યોગ? જ્યાં સુધી જીવન સરળતાથી વહી જતું હોય ત્યાં સુધી મૂઢભાવ પ્રાપ્ત થતો નથી; પરંતુ વિકટ પ્રસંગે, વિરોધી તત્ત્વોના સમન્વય વખતે જ, પોતાના મંતવ્યનો ખ્યાલ આવે છે. ગીતાનું રહસ્ય વિકટ પ્રસંગે જ સમજાય છે. રોજ ગીતાનો પાઠ કરો, ગીતાનો ઉપદેશ વાંચો કે વ્યાખ્યાનો સાંભળો તેની અસર નજીવી થશે, પણ તે જ ગીતા કોઈ વિકટ પ્રસંગે, જીવનમરણના પ્રસંગે ઉપસ્થિત થાય; હૃદયના સખત મંથન કાળે રજુ થાય; એવો પ્રસંગ હોય કે જેને જોઈને શરીર કંપી ઉઠે, રૂવાંટાં ઉભાં થઈ જાય, ઉભવું મુશ્કેલ પડે; બધું શૂન્યમય ભાસતું હોય; ત્યારે ગીતાનું શરણુ મનુષ્યને ઉપકારી બને છે. એવી મોહદશામાં એક જ શરણાગતિની ઝાંખી થાય તો અનેક વિકટ પ્રસંગોમાંથી મુક્ત થવાય છે.

અર્જુનના હૃદયમાં મોહ તો થયો પણ સાથે સાથે શરણાગતિનો ભાવ પણ ન આવ્યો હોત તો કૃષ્ણ પાસેથી આવું સુંદર સત્ય ન મેળવી શકત. વર્તમાનકાળનો કોઈ વીરનર અર્જુન મૂઢદશાને પ્રાપ્ત થયા છતાં જો અહંકારને ન ત્યજે તો ગીતાનું ભલેને અનેકવાર મંથન કરે, તે છુપું રહસ્ય તો નહિ જ મેળવી શકે. છુપું રહસ્ય વાદવિવાદમાં, ચર્ચાઓમાં કે નિબંધોમાં નથી હોતું. એ તો હૃદયના ઉંડાણમાં છે અને તે અવ્યક્ત છે. 'મારા હૃદયમાં શું છે તે વ્યક્ત કરવાની મારી શક્તિ નથી, કારણકે વાણી ત્યાં પાંગળી બને છે'. ગીતાનું એ હૃદય, એ રહસ્ય વિપત્તિકાળે શરણાગતિભાવે સર્વ કોઈ મેળવી શકે છે.

આ શરણાગતિનો ભાવ આધાર વિનાનો નથી, ફળદ્રુપ ભેજાની એ કલ્પના નથી. એ ગીતાનું રહસ્ય છે અને ગીતાનું રહસ્ય કૃષ્ણનું હૃદય છે. એ કૃષ્ણ અર્જુનને એક જ વાતની યાદ વારંવાર કરાવે છે અને તે:—सर्व धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।

अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥

'તારાં બધાં કર્તવ્યો ફરજ ધર્મ વગેરેને ત્યજી દે અને મને જ એકલાને શરણે આવ. હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ, તું તે માટે શોક કરીશ ના'. ગીતાનો આ સંદેશ છે. અને આ સંદેશ કેવળ અર્જુનને જ કહેવામાં નહોતો આવ્યો; અર્જુનને કહેવાની જરૂર પણ નહોતી, કારણ કે તે તો પ્રથમથી જ કૃષ્ણને શરણે ગએલો હતો, એટલે આ સંદેશ પાપના પંકમાં ફસાએલ અને વિપત્તિકાળે મુઝાએલ સર્વ કોઇને શરણાગતિ-નો પાઠ શાખવે છે. વિપત્તિ જીવનની કસોટી છે. તે ભલભલા મહારથીઓનાં ગર્વનાં સિંહાસનો ડોલાવે છે. મોટા મહારાજ પણ વિપત્તિકાળે દીન બની જાય છે. માર્ગ ન સૂઝતાં મુઝાય છે. આ બધી મુઝવણ એના મનની મલીનતામાંથી પેદા થએલી હોય છે. પાપનો ભાર પણ એથી જ વધેલો હોય છે. ઇશ્વરને શરણે જવાથી આ બધું આપોઆપ છૂટી જાય છે.

સૂર્યના ઉદય બાદ અંધારાને દૂર કરવા કાંઈ પ્રયત્ન કરવો પડતો નથી.

આ શરણાગતિને પોષનારાં શ્રદ્ધા અને પ્રેમ એ માટે મુખ્ય તત્ત્વો છે. ઇશ્વરનું ભાન થવું શ્રદ્ધાહીન માટે અશકય છે. પ્રેમ વિનાના કેવળ શ્રદ્ધાશીલ માટે પણ તે દુર્લભ છે. કેવળ અંધશ્રદ્ધા અથવા કેવળ ગાંડાઇથી ઇશ્વરને શરણે નથી જવાતું, અનેક યત્નો કર્યા છતાં તેમાં નિષ્ફળતા મળે છે, હૃદયનું સર્વસ્વ મારૂં તારૂં ઇશ્વરને સોંપી દેવું, જગત વિષયનો અહંકાર પણ ત્યજી દેવો એ બાબતો બોલવામાં અને પ્રાર્થના કરવામાં તો સહેલી લાગે છે, પણ તેનો અમલ, તેને માટેની પૂર્વ તૈયારીઓ વગેરે સહસ્ર માનવી-માંથી કોઇક જ કરી શકે છે.

આવા ભક્તજનોના યોગક્ષેમની ચિંતા ઇશ્વર પોતાને શિર લે છે. શરણે આવેલ ભક્તનું સર્વ કર્તવ્ય ઇશ્વર પોતે જ બજાવે છે. ભક્ત તો કેવળ નિમિત્ત માત્ર બને છે. અર્જુન યુદ્ધના આરંભે મોહને આધીન થયો પણ તે ઇશ્વરને શરણે ગયો, પોતાનાં કર્તવ્ય ધર્મમાં નિમિત્ત માત્ર બન્યો અને યુદ્ધમાં સફળતા પ્રાપ્ત કરી મુક્તિપદે વિરાજ્યો. ૐ શાન્તિઃ

---

# ટ્યુટોરિઅલ હાઇસ્કૂલ, અમદાવાદ.

શાળાના ભૂતપૂર્વ ગણિતશિક્ષક



પ્રોફેસર જેઠાલાલ સી. સ્વામિનારાયણ એમ. એ.

શાળાના એકવારના શિક્ષક



ભગવંતરાય જી. ખારોડ બી. એ.

શાળાના ભૂતપૂર્વ શિક્ષક



શ્રી. વાલજી ગોવિંદજી દેસાઈ બી. એ.

શાળાના સલાહકાર મંડળના સભ્ય



સ્વ. શ્રી. મુકુંદરાય કેશવલાલ દવે
બી. એ. એલએલ. બી.

# ટ્યુટોરિયલ હાઇસ્કૂલ, અમદાવાદ.



શાળાની પ્રયોગશાળામાં પ્રયોગ કરતા વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ

શાળાના સલાહકાર મંડળના સભ્ય



**સ્વ. નવલશંકર ન. શુકલ**

બી. એ., એલએલ. બી.

# આ શાળાના સૂત્રધાર

લેખક

શ્રી. 'અગ્નિકુમાર'

## વિદ્યાપ્રેમી વિનુભાઈ

સને ૧૯૧૦ની સાલથી મ્હારે તેમનો પરિચય લાભ થયો છે. તે વખતે તે 'બી. એ.'નું ભણતા હતા. તેમનાં મન, વાણી, પોશાક, આચાર અને વિચારની સ્વચ્છતા, અને સરળપણું, સાદાઈ વગેરે અમારી જ્ઞાતિમાં આદર્શ ગણાતાં. જ્ઞાતિસેવા અર્થે જ્ઞાનલાભ આપવા તે કેટલાક વિદ્યાર્થીઓને અંગ્રેજી ભાષા શીખવતા અને અક્ષર સુધારવા પ્રજાબંધુના અગ્રલેખોનું અનુલેખન કરવાનું કહેતા. યોગ્ય શબ્દો વાપરવાની તેમની ચીવટ એટલી હતી કે 'સ્ટીલ' ને 'નીબ' નામે તેમણે ઓળખાવ્યાનું-ગોખાવ્યાનું યાદ છે. જ્ઞાન લેતાં પણ તેમણે જ્ઞાનલ્હાણી કરી હતી. સાદું જીવન અને ઉચ્ચઆદર્શ વિચાર એ એમનું વિદ્યાર્થિજીવન હતું.

પછી સને ૧૯૧૧ની સાલમાં પ્રોપ્રાયટરી હાઈસ્કૂલમાં અમારા વર્ગશિક્ષક હતા. ત્યાં ડી. જે. લાખીઆ સાથે હું તેમના વર્ગનો 'મોનીટર' હતો. થોડા સમય બાદ તે સરકારી શાળામાં ગયા, પણ તેમના અંગ્રેજી જ્ઞાનની અસરે અંગ્રેજીમાં ૧૦૦ માંથી ૯૯ મેળવતાં, સ્વ. બલુભાઈની સંમતિ ને પ્રશંસાથી મ્હને ID માંથી IA માં મુકવામાં આવ્યો હતો. શિક્ષણશાસ્ત્રીના સંસ્કાર જ્ઞાન ને શક્તિ અર્પે છે.

તે પછી તેમણે આ શાળા (ટયુટોરિઅલ હાઈસ્કૂલ) કાઢી, ત્યારે સને ૧૯૧૬માં 'સીકસ્થ'માં હું દાખલ થયો હતો. શાળાની શરૂઆત હોવાથી તેમની ચીવટ હોવા છતાં, શાળાને સ્વઘર સમજી હું સ્હેજ પ્રમાદી થયો, અને તેની માઠી અસર ૧૯૧૭માં મને મેટ્રિકની પરીક્ષા વખતે સમજાઈ. શાળાના સમય બાદ નિત્યકર્મના થાકને અવગણી, તે વાળુ કરી કે મુલતવી રાખી જ્ઞાતિના અને ઓળખાણના દરેક વિદ્યાર્થીને સંસ્કૃત, અંગ્રેજી અને એલજીબ્રા ખાસ શીખવતા. સાહિત્યજ્ઞાન માટે સિંચેલા તે સંસ્કાર આજે વીસ વર્ષ વીતી ગયાં છતાં હજુ તાજા જ છે. તેમણે શીખવેલી 'ગદ્યાવલિ' ની, 'કાદમ્બરી' ની, 'શકુંતલા'ની, અને વિક્રમોર્વશીયની સાર વાર્તા, 'ઇનોક આર્ડન'-ટેનીસનનું કથા કાવ્ય, અને 'હેરેવર્ડ ધ વેઇક' નવલકથા, હજુ ભૂલાયાં નથી. એ સમયે તેમની શિક્ષણશૈલી, પ્રૌઢ, શાંત રસિક, નર્મમર્મયુક્ત અને સચોટ હતી. આમ તે સાચા જ વિદ્યોત્તેજક-વિદ્યાપ્રેમી-વિદ્યાદાતા ગણાય. નિષ્ફળ નીવડનારને કદાપિ તેમણે નિરાશાના ઉદ્ગાર કહ્યા નથી, સફળ થનારને તેમનાં હાર્દિક અભિનંદન હોય છે જ. આજે પણ તે તેમનો તેવો જ સ્વભાવ કાયમ છે તે અનુભવે જ સમજાય.

સને ૧૯૨૬ના ઑકટોબર માસથી આ શાળાના શિક્ષક તરીકે મ્હારે અનુભવ થયો. પહેલાં ત્રણ વર્ષ શ્રી. વિનુભાઈ સાથે શિક્ષક-શિષ્યનો પરિચય રહ્યો.

તેમની દોરવણીથી જ શિક્ષકની લાયકાતની પરીક્ષા 'એસ. ટી. સી.' માટે સને ૧૯૩૦ થી પ્રયાસ કર્યો, અને સંજોગ સ્હામે ઝઝૂમી, જીવનના ઉત્તમ વર્ષો શ્રીને બદલે સરસ્વતી સાધનામાં ગાળી, તે ઉપાધિ–ડીપ્લોમા મેળવી. એ અરસામાં તેમના સ્વભાવમાં પરિવર્તન થયું. પોતે ધારેલા ધ્યેય પ્રમાણે સંસ્થામાં આદર્શ કેળવણીની ઉણપે સાધના અને તેમાં તેમની ઋજુતાનો ગેરલાભ લેનાર ઓળખીતામાં, અને સાથે કામ કરનાર વિવિધરંગી શિક્ષકવૃંદના કામ માટે અસંતોષની દૃષ્ટિ તેમનામાં વિકસી. આ સર્વનું દૃષ્ટિબિંદુ એક જ છે, અને તે શાળાનું પરિણામ પહેલેથી છેલ્લે સુધી વ્યવસ્થા તાલીમ અને નિયમિતપણું. આ અંગત બાબતને ચર્ચવાનો હેતુ એટલો જ કે કેટલાક તેમના ધ્યેયને સમજે તો ગૂઢ રહેલા તેમના વિદ્યાપ્રેમને પારખી શકે.

શાળામાં ભણતા વિદ્યાર્થીઓને, ઉચ્ચ કેળવણીમાં માર્ગ કરતા વિદ્યાવાંછુઓને, શાળામાં નોકરી કરતા કેળવણીનો લાભ લેવા માગતા શિક્ષક–વિદ્યાર્થીઓને, તેમણે અર્થ, સલાહ, સગવડ, સંકોચ કે ભેદ વગર આપ્યાં છે, અને આપ્યે જાય છે. યથાશક્ય છાત્રવૃત્તિ ગુપ્ત અને જાહેર પણ તેમણે આપ્યાનું જાહેર છે. આ સર્વની પાછળ પ્રો. આર. બી. આથવલેના શબ્દમાં કહીએ તો 'શ્રી. વિનાયકરાવનો વિદ્યા-પ્રેમ જ છે.' વિદ્યા વિનિમય એ જ એમનો સાચો સંપ્રદાય છે. ઈષ્ટ એમના શિષ્ટ સંકલ્પને ચિરંજીવી બનાવી, તેમને દીર્ઘાયુ અર્પો એ જ અભ્યર્થના.

–અસ્તુ.

# 'પ્રકૃતિ અને માનવ'

લેખક

**શ્રી. ચંદ્રવદન આનંદદેવ પંડયા**

"દૂર દૂર અતિદૂર ઝાંખતા, દિગંતમાં જો આમ !
ભવ્ય ગુલાબી ઉષા સ્વરૂપે, પ્રકટયા પ્રભુ એ ઠામ;
હામ પછી ક્યમ હું હારૂં."

—નરસિંહરાવ

વિશ્વનિયંતાએ પ્રકૃતિને માનવવ્યાપાર પર અંકુશ મૂકવા, માનવોને જીવનમાં સાચો રાહ દર્શાવવા જાણે ન સર્જી હોય તેમ પ્રકૃતિ વિશ્વમાં સર્વત્ર વિલસતી જણાય છે. કેટલાંય કવિહૃદયોએ પ્રકૃતિદર્શનમાં મુગ્ધ બની હર્ષોલ્લાસ અનુભવ્યો છે, અને તેનું અન્તર્ગૂઢ રહસ્ય, સત્ય આત્મામાં ઉતારી ઇશ્વિરસાક્ષાત્કાર કર્યો છે. માનવપ્રકૃતિમાંથી પોતપોતાને મનગમતો ભાવ તથા બોધ લઇ શકે છે.

કવિઓ જ્યોત્સ્નાને કીર્તિ જેવી ઉજળી કલ્પે છે; પાનખર ઋતુનાં દશ્યોને જોઈને તેઓને વૃદ્ધાવસ્થા યાદ આવે છે. વનમાં એક અટૂલા વૃક્ષને જોઇને એની એકલતા અને અડગતાનું ભાન થાય છે. કવિ કલ્પે છે કે જો હું રખડુ ભરવાડ બન્યો હોત તો વાંસળીમાં જગતની વેદના વિસારી મૂકત; અથવા અઠંગ મુસાફર બન્યો હોત કે જેથી ગ્લાનિ માત્રને ભૂલી જાત; ગાતાં આવડયું હોત, જેથી પેલા મનોહર પંખી માફક દુનિયાની સઘળી બેવફાઈ આકાશમાં ઉડાડી મૂકત; જ્યારે દિવસ સુંદર સ્વચ્છ હોય છે અને રાત્રી ખુશનુમા હોય છે ત્યારે પ્રકૃતિની પ્રસન્નતા પાછળ કંઈક ઉંડો ભેદ છુપાયલો હોય છે એમ કવિઓ કલ્પે છે, અને તેવી જ રીતે કવિ સૌન્દર્ય નિરખવાની રસદૃષ્ટિમાં તારાઓને હસતા જોઈ રૂદન મનુષ્યને માટે જ છે એમ કવિ કલ્પે છે.

કવિને મયુરના નર્તનમાં, તારલાઓના ચમકારમાં, સરિતાના રસમય વહનમાં, ઉષાના આગમનમાં, કોયલના ટહુકારમાં, હાસ્યમિશ્રિત આનંદનો આભાસ થાય છે; શાંત રજનીમાં, ઉદધિના ઘેરા ગાનમાં, મેઘથી આચ્છાદિત સૂર્યમાં, શોક, અંધાર અને અસહાયતાનો આભાસ થાય છે. માણસને ગિરિમાળામાંથી સ્વચ્છંદે ખેલતાં, પડતાં, આખડતાં, ભેળા થતાં, ઝરણાઓમાંથી, સુસવાટ કરતા અનિલમાંથી સ્વતંત્રતા અને જુસ્સાનું દર્શન થાય છે. પ્રકૃતિમાંથી ઉદ્દામ ભાવો પણ મળે છે. એટલે પ્રકૃતિ તે જાણે માનવભાવોનો ખજાનો ના હોય તેમ તેના વિધાવધ વ્યાપારથી લાગે છે. જ્યારે રાત્રી ગંભીર હોય છે અને ચળકતા તારા તેને વધુ ગંભીર બનાવે છે ત્યારે જ એક અણઉકલ્યો સવાલ હૈયે આવે છે. આ બધાનો સૃષ્ટા કોણ ?

માનવીએ કોયલના ગાનમાંથી વિરહની મીઠાશનો ચિતાર નિરખ્યો છે. કેટલાય કવિઓએ હરિયાળાં ખેતર, વનરાજીમાંથી ચાલી જતી સુંદર કેડી, ફૂલના ગાલીચા, સમુદ્ર તરંગ જેવા ડુંગરા, આસ્માની ઘેરી વાદળીઓથી ભરેલું આકાશ વગેરેમાં વિશ્વવ્યાપી કલાના અંશદર્શનને બદલે તે સઘળાં દશ્યોમાં વિલીન થઈ જવાની શક્તિ અને તેમાં એકાદ અંશ રૂપે ઓતપ્રોત થવાની તાકાત પ્રભુ પાસે માંગી છે.

પ્રાચીન ઋષિમુનિઓએ પ્રકૃતિનું આકંઠ પાન કરેલું અને તેથી તેમના જીવનમાં ક્લેશ અને કંકાસ નહિ હોય. તેઓએ પ્રકૃતિમાં જ રહેવાનું અને વિલીન થવાનું પસંદ કરેલું તેથી જ તેઓએ હંસ કોકિલાનાં

શ્રવણસુભગ ગાનો, વૃક્ષ વેલડીઓ અને ગિરિશૃંગો વચ્ચે પોતાના આશ્રમો નાંખેલા.

તેઓનું જીવન પણ પ્રકૃતિથી તરબોળ થયેલું. સરિતાનાં કોમળ ગાન, પૂર્ણિમાની રાત્રીનો ચળકાટ અને પવનના સુસવાટાઓ વચ્ચે, સતત વૃષ્ટિ વચ્ચે તેઓએ જિંદગી પુરી કરેલી, તેથી તેમને માનવીની સુખદુઃખની ભાવના નહિ લાધેલી અને સર્વત્ર સંતોષ સાંપડેલો.

ફૂલોથી લચી પડતી વેલીઓ, વગેરે સૌન્દર્યોને સાચી રીતે જોવા માટે મનુષ્યે આંખ અને હૃદય બન્ને કેળવવાં પડે છે. સૌન્દર્યની ભાવના ગમે તેટલી મહાન હોય પણ જીવનમાં ન ઉતરે ત્યાં સુધી શબ જેવી નિશ્ચેષ્ટ અને નિષ્પ્રાણ છે. જ્યારે આકાશ કૂમળાં ભૂરાં વાદળાંથી ઢંકાયલું હોય છે અને પૃથ્વી પર વરસાદના જરા જરા છંટકાવાથી ભીનાશ આવી હોય છે, ને હરિયાળી લીલોતરી પર તેજને બદલે છાયા પથરાયલી હોય છે ત્યારે અત્યંત ગૂઢ અને ઉંડા સંવેદનવાળી લાગણીઓ જન્મે છે, પણ મન અધિકારી હોય ત્યારે કુદરતનું ભર્યુંભર્યું સૌન્દર્ય જીવનનો મર્મ કહી બતલાવે છે. સૌન્દર્ય એ ભાવના છે, કલ્પના છે, વસ્તુ નથી. માટે તે અત્યંત પવિત્ર છે. પછી એ સૌન્દર્ય ગમે તેનું હોય; મેઘાચ્છાદિત હિમાદ્રિનાં સોનેરી શિખરોનું હોય કે પાનથી ઘેરાયલા ચંપાના ફૂલનું કે ગુલાબકળી પર પડેલા મોતીના જેવા જળબિંદુનું—આ સૌન્દર્ય મારૂં હોય તો ઠીક એમ ઇચ્છવું એ માલિકીના વિચારમાં જ પાર્થિવતા છે.

કુદરતમાં નિરવધિ પ્રેમ ભર્યો છે માટે જ એ પોતાના નિયમોનું કડકમાં કડક પાલન માંગે છે. પ્રકૃતિ મનુષ્યને કલારસિક બનાવે છે, નીતિમય જીવન ગાળતાં કરે છે.

કુદરતનું માનવપર આટલું સામ્રાજ્ય છતાં પણ કુદરતના મહત્ત્વને વિસારે મૂકી માનવ ઉદ્દામ ભાવોને વશ થઈને આગળ ન વધ્યો હોત તો આટલી સામાજિક, રાજકીય, કે વૈજ્ઞાનિક પ્રગતિ કરી શક્યો હોત કે કેમ તે વિચારણીય છે. પ્રકૃતિને મહાન ગણી માનવે જો અશક્ત માનસ કેળવ્યું હોત તો આગબોટ, આગગાડી કે વિમાન જેવી શોધો તે ન કરી શક્યો હોત; કે કૈલાસ સુધી ન પહોંચી શક્યો હોત.

છેલ્લે, આ વિશ્વની વ્યાસપીઠ પર જાણે માનવી અને પ્રકૃતિને પોતાની શક્તિનું પ્રદર્શન કરવા પ્રભુએ છૂટા મૂકયાં ન હોય એમ લાગે છે. મનુષ્ય નાશવંત છે જ્યારે પ્રકૃતિ અમર છે, જીવંત છે. જ્યારે માનવ પ્રકૃતિના નિયમોનું પાલન નથી કરતો ત્યારે પ્રકૃતિ એક યા બીજી રીતે તેને શિક્ષા કરે છે એવું ઘણા પ્રકૃતિપ્રેક્ષકોનું માનવું છે.

જ્યારે મનુષ્ય પાપાચરણ, બીજાઓનો વિધ્વંસ, વગેરે અયોગ્ય કાર્યો કરે છે ત્યારે પ્રકૃતિ જળપ્રલય, ધરતીકંપ, દુષ્કાળ વગેરે દ્વારા તેને ચેતાવે છે અને શિક્ષા કરે છે. માનવને પોતાની પામરતા અને દુર્બળતા આવા જ વખતે સમજાય છે અને ઇશ્વરના અસ્તિત્વનો ખ્યાલ આવે જ વખતે આવે છે.

---

## ટ્યુટોરિઅલ હાઇસ્કૂલ. અમદાવાદ

ઇ. સ. ૧૯૩૫ માં સિલ્વર જ્યુબિલી જુનીઅર ક્રિકેટ ટુર્નામેન્ટ શીલ્ડ મેળવનાર



આપણી શાળાના રમનારાઓ અને કેટલાક શિક્ષકો

આ પુસ્તકના બધા ફોટા શ્રી જ્ઞાનમન્દિર પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યા છે.

# અમારા વિનુભાઈ

લેખક
શ્રી. કે. ટી. પંડયા

ઘણાં વરસ વીતી ગયાં. પચીસ પચીસ વરસનો સમય આંખના પલકારાની માફક ચાલ્યો ગયો. તે સમય સંગ્રામનો હતો. યુરોપની રણભૂમિમાં ભીષણ હત્યાકાંડો ખેલાતા હતા. એક નાના બેલ્જીયમની ખાતર–તે રાષ્ટ્રની સ્વતંત્રતાની ખાતર–વીરો પોતાનાં દેહનાં બલિદાન આપી રહ્યા હતા. હિંદી વીરો, પેટને માટે–એ ભયંકર સંગ્રામમાં પોતાની કાયાને હોમી રહ્યા હતા. અત્યારના સમયની જાગ્રતિ હિંદમાં તે કાળ નહોતી. સ્કૂલના વિદ્યાર્થીઓને યુદ્ધની પડી નહોતી. બીજાની સ્વતંત્રતાને માટે લઢવા તૈયાર થનાર પોતાની સ્વતંત્રતા સંબંધી કંઈ વિચાર સરખો પણ કરતા નહિ. યુદ્ધનાં વર્ણનો છાપામાં આવતાં. અત્યારના સમય જેટલી છાપાં વાંચવાની ઉત્કંઠા તે સમયે નહોતી. લડાઈ થાય છે એમ લોકો કહે પણ યુદ્ધની સાથે આપણને જાણે કંઈ નિસ્બત જ ન હોય એવી સ્થિતિ આપણી હતી. અત્યારના બાળકોને ચાલુ સંગ્રામ સંબંધી બધું જાણવાની તત્પરતા હોય છે. તે સમયે તત્પરતા નહોતી.

તેવે સમયે જનતામાં અજ્ઞાન દૂર કરવાનો આદર્શ રાખી, એકલે હાથે ટયુટોરિઅલ હાઇસ્કૂલ જેવી સંસ્થાની સંસ્થાપનાનું મહાન કાર્ય પૂજ્ય વિનુભાઈએ ઉપાડયું.

પૂજ્ય વિનુભાઈ સાથેનો મારો સંબંધ ખૂબ નાનપણથી છે. હું ગવર્નમેન્ટ મીડલ સ્કુલમાં હતો. જ્યારે મેં શ્વેતવસ્ત્રધારી સૂકી કાયવાળા તેમને શાળામાં જોયા ત્યારે હું ખૂબ ખુશી થયેલો. અમારા વિનુભાઈ અમારી શાળામાં શિક્ષક? શિક્ષણ આપવામાં મૂળથી જ કુશળ. તેમના પ્રેમથી, શિક્ષણથી તે ખૂબ વિદ્યાર્થિપ્રિય બની ગયા. કોઈ બાળક કંઈ પૂછે તો હસતા હસતા જવાબ આપે. શાન્તિ પણ તેટલી જ. ક્રિકેટ ફીલ્ડ ઉપર તે જાણે અમારા મોટા ભાઈ હોય તેમ લાગતું. દરેક બાળક તેમની પાસે દોડતું દોડતું જાય. કંઈ નવું શીખે. દોડતું દોડતું પોતાને સ્થાને બેસી જાય.

નિશાળમાં શું પણ હું તો તેમને ઘેર પણ શિખવા જતો. તે કદી શીખવતાં થાકે જ નહિ. તેમના પૂજ્ય પિતાશ્રી પણ તેટલા જ માયાળુ અને સંસ્કારી. હું જઉં કે તરત જ બૂમ મારે. હસતા હસતા જવાબ આપે અને શિક્ષણ કાર્ય શરૂ થાય. કોઈ દિવસ ક્રોધી તેમને મેં જોયા નથી. જ્યારે જોઉં ત્યારે હસતા. હાસ્ય પાછળ ચિન્તાની રેખા હતી પણ હું તે સમયે બાળક એટલે તે કેમ સમજી શકું! હજી પણ તે જ હાસ્ય, તે જ વિચારનિમગ્નતા હું જોઉં છું. કર્તવ્યપરાયણતા પણ અપાર.

પૂજ્ય વિનુભાઈની સ્કૂલ એટલે મારી સ્કૂલ એમ હું પ્રથમથી જ માનતો. તેમની સ્કૂલ ઉઘડતાં જ હું તેમાં દાખલ થયો. શેઠ મગનભાઈની હવેલીમાં અમારો મેટ્રીકનો વર્ગ હતો. વિનુભાઈ જ્યારે સંસ્કૃત શીખવે ત્યારે અપાર આનંદ આવે. વ્યાકરણ શીખવે છતાં તે નીરસ ન લાગે. "**अमरा निर्जरा देवा...**" વગેરે શ્લોકો અમરસારમાંથી લખાવે અને સમજાવે. સંસ્કૃતના આવા શિક્ષક શીખવનાર હોય તો પછી સંસ્કૃતને માટે પક્ષપાત કેમ ન થાય! સંસ્કૃતને માટે રસ જામ્યો. હજી પણ તે રસ કાયમ છે.

શાળાના સંચાલક તરીકે અથાક મહેનત કરે છે છતાં પણ હજી તેમનો તેનો તે જ વિદ્યાવ્યાસંગ હું જોઉં છું. એ જ કર્તવ્યપરાયણતા, એ જ હાસ્ય, એ જ સૌમ્ય પ્રકૃતિ. કંઈ જ ફેરફાર નહિ. જ્યારે જ્યારે તેમનાં દર્શન કરૂં છું ત્યારે માથું નીચું નમે છે. ગુરુદેવ! ફરીથી એકવાર વન્દન કરૂં છું. જગતને મન ભલે તમે શાળાના મેનેજર વિનાયકરાવ ત્રિવેદી હો પણ અમારા તો પૂજ્ય વિનુભાઈ હતા, છો અને રહેશો.

# આપણી શાળામાં અનેકરંગી આંદોલન:-

લેખક

"બાલપ્રેમી"

આપણી શાળામાં અક્ષરજ્ઞાન, ચારિત્ર્યવિકાસ, અને સ્વત્વના ઘડતર ઉપરાંત તનની કેળવણી માટે પણ શાળાની સ્થાપના થયાની સાથે જ ધ્યાન અપાતું આવ્યું છે, તેનો ક્રમિક ઇતિહાસ-વિહંગાવલોકનરૂપે-આ લઘુ લેખમાં આપવા પ્રયાસ કર્યો છે.

**ક્રિકેટ:** આ પ્રજાપ્રિય બનેલી (પ્રજાકીય કહેવામાં મતભેદ છે) રમતમાં જમાનાની જોડે જ રહેવામાં આપણી શાળાએ પોતાના અને રમતના અસ્તિત્વથી પૂર્ણ સહકારભરી ધગશ બતાવી છે. સને ૧૯૨૩ની સાલથી આપણી શાળા ક્રિકેટની માધ્યમિક શાળાઓની હરિફાઈમાં ભાગ લેતી આવી છે. 'સીનીયર' અને 'જુનીયર' ટીમે અનેકવાર પોતાનાં પાણીનાં પરચા બતાવ્યા છે, અને વિજય શ્રી વરે યા નહિ, પણ 'ખેલાડી છેવટ સુધી હામ, આનંદ અને આશા ચૂકે નહિ' એ સૂત્ર સપ્રમાણ સાબીત કરી બતાવ્યું છે. આપણી શાળાએ સને ૧૯૨૫ થી ૧૯૩૯ સુધી તો 'જુનીયર' ટીમના ખેલાડીઓ મારફત કીર્તિકલશ હસ્તગત કરી અનામત રાખ્યો છે.

આ સર્વમાં 'ક્રિકેટ'ની રમતમાં કાયમ રસ લેનાર આપણા અધ્યાપક, પ્રાધ્યાપક, અને 'ક્રિકેટ'ના કામમાં સ્વયં સહકાર આપતા યોગ્ય નિષ્ણાતોનો જ ફાળો જેટલે અંશે ગણાય, તેથી વધારે દરજ્જે સ્વકાર્યમાં તનમનથી સિદ્ધિ પામનાર ખેલાડીઓનો હિસ્સો ગણવો યોગ્ય ગણાય. અંગુલીનિર્દેશ માટે મેસર્સ ભટ, ત્રિવેદી વગેરે સંચાલકો, અને મેસર્સ અંબેલાલ દેસાઈ, શાન્તનુ દેસાઈ, લાલીવાલા બ્રધર્સ અને પોપટ શાહ, કિનારીવાલા, સોની, ચાંદ, મોરીસવાલા, ઝવેરી, રહીમમીઆ, રસુલ, મોદી વગેરે ખેલાડીઓનાં નામ પૂરતાં છે. શાળા આ પ્રવૃત્તિમાં સર્વદેશીય વિકાસ સાધી અજોડ સ્થાન જાળવી રાખે અને અફર જય વરવા સંકલ્પબળ અને સિદ્ધિ સેવે એ જ અભ્યર્થના.

**સ્પોર્ટ્સ:** આ માટે મોટા ક્રીડાંગણની સગવડ આપણી શાળાના મકાનમાં-ખાસ કરીને ટંકશાળના મકાનમાં છે. શાળાના કામમાં ધ્યાન આપી છૂટીની વખતે, અને શાળાના કામકાજની પૂર્ણાહુતિ થતાં દિનાન્તે રમતાં બાળકોને અને શિક્ષકોને જોવા તે પણ એક અનેરો આનંદ છે. સાતતાળીથી માંડી બેડમીંગટન જેવી દેશી અને વિદેશી અનેક રમતો મનના થાકને ઉતારી તનને તાઝગી આપે છે. તાલીમ સાથે દર વર્ષે થતી 'સ્પોર્ટ્સ'ની કસોટી પણ-શાળા અને ઘરની-ઉમેદવારની ધગશ અને લાયકાત દર્શાવી આપે છે. પચીસથી ત્રીસ ચાલુ રમતો ઉપરાંત દિલને થંભાવે તેવા વધારાના પ્રયોગો, શાળાના 'સ્પોર્ટ્સ'ના આંદોલનને મુક્ત કંઠે પ્રશંસા કરાવે છે. આ કામમાં રસ લેનાર શાળાના શિક્ષકો અને વિદ્યાર્થીવૃંદ પ્રશંસનીય ગણાય.

**બાલવીર:** બાલવીર નામે ઓળખાતી આ પ્રવૃત્તિના સને ૧૯૨૬ થી શ્રી. ઇંદિપ્રસાદ ત્રિવેદી આદ્ય પ્રણેતા ગણાય. તેમનાં રોપેલાં એ બીજનો વિકાસક્રમે મેસર્સ સંઘવી-રાવલ-સરૈયા-પંડયા અને અત્યારે આ ચળવળના પ્રાણરૂપ શ્રી. પ્રતાપરાય ભટે ચાલુજ રાખ્યો છે. વધારેમાં વધારે સો અને ઓછામાં ઓછા સરેરાશ ચાલીસ બાલવીરો આ પ્રવૃત્તિમાં ભાગ લેતા રહ્યા છે.

શાળાના સંચાલકોના સહકારથી અને આ કાર્યમાં ખાસ રસ લેતા "વોરંટેડ ઑફિસર" અને સ્કાઉટ માસ્તરોથી સ્કાઉટોની શારીરિક રમતો ઉપરાંત, કાયમી ફંડ, વાચનવિકાસ, જાહેર અને શાળા સેવા અને 'હાઈકીંગ' અને 'કેંપફાયર'ની સતત્ ઉપાસનાથી રા. રણુજીતભાઇ દેરાસરી, રા. હરરાય દેસાઇ વગેરેના સરસ અભિપ્રાય મેળવ્યા છે;

'Trusty, Loyal, Helpful,
Brotherly, Courteous, Kind
Obedient, Thrifty, Smiling
Pure as rustling wind.'

એવા બાલવીરના આદર્શ ગુણો ઉપાસ્યા છે.

આ ચળવળનું અત્યારે કેન્દ્ર બદલાયું છે, તેની પ્રજાકીય દૃષ્ટિ ફેરવાઇ છે, છતાં તેનું મૂર્તસ્વરુપ કલેવર બદલાયું નથી. 'Be Prepared' અને 'Ever Ready' and 'Ever Green' એ 'સ્કાઉટીંગના' વરિષ્ઠ બિરદ હજુ પણ જળવાઇ રહ્યાં છે. જે "ઝળહળ જ્યોતિ" વિશ્વને અજવાળી રહી છે, તે 'સ્કાઉટીંગ' મારફત આપણા ભાવિ નાગરિકો તરફ સતત દૃષ્ટિ રાખે, અને એમાં શિક્ષક ગણ, વાલીવૃંદ અને સંચાલકો રસ લે એ અભ્યર્થના અસ્થાને નથી જ.

**પ્રકીર્ણ:** આ ઉપરાંત આ શાળામાં વિશેષ વિકાસ માટે 'કેરમ,' 'ડ્રાફ્ટ્સ' જેવી બૌદ્ધિક વિકાસની, સંગીત અને ચિત્રકામ જેવી કલાની, 'હસ્ત લિખિત' માસિક પત્રની, 'એકાઉનટંસી' જેવી હિસાબની અને એવી અનેક સર્વદેશીય વિકાસ કરનારી તાલીમ પણ ચાલે છે જ.

આ સર્વમાં સક્રિય રસ લેનાર 'ફેલોશીપ મંડળ'ના સંચાલકો, મેસર્સ પંડયા અને દિક્ષીત, મેસર્સ દેસાઈ, મકવાન અને મહેતા કલાકોવિદો, જુદા જુદા વર્ગનાં વિદ્યાર્થિમંડળો, શ્રી. કાંતિલાલ દવેનો અને શાળાના સંચાલકનો અને તેમાં રસપૂર્ણ ભાગ લેનાર સર્વનો પૂર્ણ ફાળો છે જ.

અંતમાં આ સર્વદેશીય પ્રવૃત્તિઓ શાળાનાં અંગ–શિક્ષક અને શિષ્ય–ને માન, પ્રેમ અને રસવાળા રાખી, ઉત્તમ તંદુરસ્ત, બુદ્ધિવાળા, સ્વત્વવાળા, કુશળ નાગરિકોના ઘડતરમાં ફાળો આપે, એ જ ઇષ્ટિને અભ્યર્થના.

---

# વિદ્યાગુરુ વિનુભાઈને

લેખક
શ્રી. ગોવિન્દલાલ ગિ. દેસાઈ

**વર્ષો** વહી ગયાં છતાં એ સ્નેહભીનાં સંસ્મરણો હૃદયમાંથી જરાયે ખસ્યાં નથી. ૧૮–૨૦ વર્ષ પછી પણ એ જ જીવન–પ્રસંગો આંખ આગળ તરવરે છે. હું તો આપનો છઠ્ઠા સાતમા ધોરણનો એક અતિસામાન્ય વિદ્યાર્થી; પણ કોણ જાણે શાથી આપની મ્હારા તરફની મમતા હજુએ એટલી જ તીવ્ર છે.

નાનુ, છોટુ અને ગોવિન્દ એ ત્રણ દેસાઇઓને જ્ઞાતિએ એક નહિ છતાં દેસાઈ ભાઈઓ–આપે પોતાના કર્યા, સાથે રાખ્યા, સંસ્કારસિંચન માટે અમારા ઉપર આપનો પુણ્યસ્નેહ ઉતરવા લાગ્યો અને ઘડતર આગળ વધ્યાં. આપની પાસેથી સ્વીકારેલા ગીતા અને રઘુવંશના અધ્યાયોએ તો સંસ્કૃત ભાષા પ્રત્યેની અભિરુચિ ઉત્પન્ન કરી, જેનો આસ્વાદ આજે પણ અનુભવાય છે. આપના સહૃદયી વાર્તાલાપે અમારામાં નવજીવન પ્રેર્યું.

કાંકરીઆ તળાવના ઓટલે આપની સાથે અમે ત્રણે બેસી અનેક સંધ્યાઓ માણી છે. હજી પણ એ સ્થાન એ પ્રસંગોને તાદશ રજુ કરે છે. આપના પરિચયે મ્હારા જીવનમાં અનેક આશાઓ પૂરી તે માટે હું મ્હારી જાતને ધન્ય માનું છું. મણિનગરની એ વખતની મઢૂલીમાં વિદ્યાભ્યાસંગનું સંસ્કાર ।સચન થયું તે આજીવન સંભારણાં છે અને રહેશે. આપની ગીર્વાણ ભાષા પ્રત્યેની અગાધ પ્રીતિનો એકાદ સ્ફુલિંગ મ્હારા જીવનમાં ઉતરેલો હું જોઉં છું. આપની શાન્ત પ્રકૃતિની શિક્ષણપદ્ધતિ મ્હેં નહિ ધારેલું કે મ્હને આ જીવન ઉપયોગી નિવડશે. આપના કોમળ સ્નેહે મને પોતાનો કર્યો, પણ...

અસહકારનાં દુંદુભી ગડગડયાં અને પૂ. ગાંધીજીના એ શુભ વ્યાખ્યાને વિદ્યાર્થિગણનાં પણ દિલ હેલે ચઢાવ્યાં. શાળાઓ અને મહાશાળાઓ ખાલી થવા માંડી અને વાતાવરણ ઘેરાવા માંડયું. ન કર્યો કુટુંબનો ખ્યાલ કે ન કર્યો અભ્યાસનો ખ્યાલ. એ કોમળ માનસમાં દેશની આઝાદીની ભાવના વ્યાપ્ત થઈ અને સાતમા ધોરણમાં આરે આવેલા નાવનું સુકાન બદલાયું! સારા માટે કે ખોટા માટે એ તો સમય કહેશે.

મિત્રો અને ગુરુજનોની વાડીમાંથી હું વિખુટો પડયો છતાં આપનો મ્હારા તરફનો સદ્‌ભાવ, મમતા સ્નેહ એટલાં જ તીવ્ર હતાં, શાળા છોડવાનો એ છેલ્લો પ્રસંગ આજીવન ભૂલાય કે? 'મૂર્ખાઈ કરે છે; નકામું ભણતર શા માટે બગાડે છે? ભણીને જે કરવું હોય તે કરજે ને!' પિતૃવત્ વાત્સલ્યભરી આ શિખામણો આજેય કાનમાં અથડાય છે. પણ જીવનનિર્ણય થઈ ચૂકયો હતો. નાનુ, છોટુ, એ દોસ્તોના રાહ ચાલુ રહ્યા અને મ્હારો રાહ બદલાયો. એ પ્રસંગો વીશ વીશ વર્ષ જુના થયા છતાં એ જાણે ગઇ કાલે જ ન બન્યા હોય તેવા લાગે છે! એ લાંબા કાળ દરમ્યાન પણ આપનો મ્હારા ઉપરનો પ્રેમ પ્રવાહ એટલો જ સતત હું અનુભવી શકયો છું.

અસહકારનાં પૂર ઓસર્યાં; ઝંઝાવાત શમ્યો; સૌ ઠારે પડવા માંડયું. વકીલોએ વકીલાત શરૂ કરી, સરકારી નોકરો સ્થાને પાછા ફર્યા અને રાષ્ટ્રીય શિક્ષણ આપતી શાળાઓએ પણ સંયોગવશાત્ પોતાનાં સૂકાન બદલ્યાં. સરકારી કૉલેજોમાં ભણતા વિદ્યાર્થીઓ પોતે કસોટીના સમયમાંથી પસાર થયા એમ માનવા લાગ્યા. તેમનો અભ્યાસ આગળ ચાલ્યો પણ અસહકારી વિદ્યાર્થીઓનું શું? તેઓએ જીવનના માર્ગ પસંદ કરી લીધા. જગતની દૃષ્ટિએ તેમની પ્રગતિ અટકી–આઝાદીના કારણમાં ભલે સામાન્ય કોટિનાં ગણાય પણ એ બલિદાનો અપાયાં. આ બધી પરિસ્થિતિમાં પણ આપનું મ્હારા ઉપરનું મમતાભર્યું વલણ સ્પષ્ટ દેખાતું હતું.

આજ પણ આપને અનેક પ્રસંગોએ હું મળું છું ત્યારે આપનું છલકાતું વાત્સલ્ય અને આનંદ આપ્યા સિવાય રહેતું નથી. આપ એ જાતના વાત્સલ્યનો આસ્વાદ આપતા યશસ્વી કારકિર્દી સાથે અનેક વર્ષનું સુખાયુષ્ય ભોગવો એ જ અંતરની અભીપ્સા.

# ટયુટોરિઅલ હાઇસ્કૂલ, અમદાવાદ.

## શાળાના એક તેજસ્વી વિદ્યાર્થી



**સ્વ. સુરેન્દ્રરાય મોતીલાલ ઘોડાદ્રા બી. એ.**

[ આ શાળામાંથી ઈ. સ. ૧૯૨૦ માં મૅટ્રિકની **પરીક્ષામાં** કાઠિયાવાડના સર્વ વિદ્યાર્થીઓમાં પ્રથમ આવી '**હેબર્ટ એન્ડ લેટૂ**' શિષ્યવૃત્તિ મેળવી હતી. બી. એ. થયા બાદ તેઓ સીમલાના સેક્રેટરીઅટમાં નીમાયા હતા અને પુનામાં 'હજ ઈન્કવાયરી કમિટિ'માં બાહોશીથી કામ કર્યું હતું. ]

# ટયુટોરિઅલ હાઇસ્કૂલ, અમદાવાદ.

શાળાના એક તેજસ્વી વિદ્યાર્થી

**સ્વ. સુરેન્દ્રરાય મોતીલાલ ઘોડાદ્રા બી. એ.**

[ આ શાળામાંથી ઈ. સ. ૧૯૨૦ માં મૅટ્રિકની **પરીક્ષામાં** કાઠિયાવાડના **સર્વ** વિદ્યાર્થીઓમાં પ્રથમ આવી **'હેબર્ટ એન્ડ્ લેટૂ'** શિષ્યવૃત્તિ મેળવી **હતી. બી. એ.** થયા બાદ તેઓ સીમલાના સેક્રેટરીએટમાં નીમાયા હતા અને પુનામાં 'હજ ઈન્કવાયરી **કમિટિ'માં બાહોશીથી** કામ કર્યું હતું. ]

# સંસ્કાર સ્મૃતિ

લેખક

**શ્રી. નારાયણ લાલભાઈ ઠક્કર**

સમાચાર જાણ્યા કે જ્યાં આપણે જ્ઞાન મેળવ્યું, સંસ્કારો મેળવ્યા અને પદવી મેળવી તે હાઇસ્કૂલ રૌપ્ય મહોત્સવ ઉજવે છે. આ જાણી આનંદ થયો, સંભારણાં તાજાં થયાં. વિશાળ ચોકમાં વિરામ સમયમાં રમતાં, વિશાળ વડલાની પ્રદક્ષિણા કરતા વર્ગમાં અભ્યાસ કરતા હોઇએ અને આપણા ગુરુવર્ય વિનાયકરાવ સાહેબ શાંત અને ગંભીર રીતે આવે અને પ્રશ્ન કરે: 'કોઈ વિદ્યાર્થીનું ચિત્ત ભટકતું તો નથીને?' આમ ખાસ કાળજી રાખી ઘણી જ અંગત દેખરેખ રાખે.

શા શા સિંચેલા સંસ્કારો સંભારીએ? હસવું તે પણ મંદમંદ, બોલવું તે પણ પ્રિય, હિતકર, અને સાચું. 'વિનયી અને નમ્ર બનજો. ઊંચા વિચાર રાખજો. જીવન સાદું રાખજો, ચારિત્ર્ય એ સાચો મુગટ. અભ્યાસમાં નિયમિતતા એ ફતેહનો આત્મા. વડીલોમાં પૂજ્યબુદ્ધિ રાખજો, અને તેમની આજ્ઞાનું પાલન કરજો. સન્માન સાથે સદ્ભાવ રાખજો અને મૈત્રી નભાવી જાણજો. નાનાઓ સાથે પ્રેમભાવ રાખજો અને ક્ષમાનું મહત્ત્વ સમજજો. અન્યને ઉપયોગી નીવડજો. જીવન વેડફી મારશો નહિ. જીવન જીવી જાણજો. મહેનતુ બનજો. સેવાભાવી બનજો. મોહને પ્રેમ ન માનતા. પ્રેમનું યથાર્થ સ્વરૂપ સમજજો. દિવ્ય પ્રેમ રાખજો. કૃતઘ્ની ન બનતા. નીડર બનજો. ન્યાય અને નીતિના પંથથી ચલિત ન થતા.' આવું સારૂં સારૂં શીખવતા. ધન્ય આ આદર્શ કથનોને!

જીવનમાં આ બધું બહુ કામ આવે છે. આવું સારૂં જાણેલું સારૂં જીવાડે છે! नेहाभिक्रम नाशोऽस्ति (ભ. ગીતા–૨:૪૦) અર્થાત્ સાંસ્કારિક અભિક્રમનો નાશ થતો નથી. ચુના અને સીમેન્ટની પાકા પાયાની ઈમારતો લાંબો સમય ઉભી રહે છે. નિર્વ્યસની, નમ્ર, નિયમિત, નિરભિમાની અને નિયમબદ્ધ બની વટાવેલી વિદ્યાર્થી અવસ્થા જીવનપર્યંત સુખ, શાંતિ અને આનંદ આપે છે. જગત પ્રગતિને પંથે છે, અને વિષમ સમયમાંથી પસાર પણ થઇ રહ્યું છે. વિદ્યાર્થી અવસ્થામાં દુર્જનસંગ ન થઇ જાય; મોજશોખ અને એશઆરામના ભોગ ન થઈ જવાય; સ્વચ્છંદતા, ઉડાઉપણું અને ઉદ્ધતાઇના પંજામાં ન સપડાવાય તે ખાસ લક્ષ્યમાં રાખવા જેવું છે. કર્તવ્ય-પરાયણ રહેનાર, સમયનો સદુપયોગ કરનાર અને ઉમદા ગુણોને અનુસરનાર આગળ જ વધવાના.

હૈયું અને હોઠ જેના એક હોય છે, વિચાર, વાણી અને વર્તન જેનું એક હોય છે, તેનું જીવન આદર્શ હોય છે. આવા આદર્શજીવનની છાપ ઊંડી પડે છે, સમયે વિકસે છે અને અંતે ફળે છે. એવા આદર્શ ગુરુને આ અર્ધ્ય. વિદ્યામંદિરને વંદન, ગુરુ વર્ગને અભિવાદન, સહાધ્યાયીઓને નમન. અસ્તુ.

# દિવસને પાછલે પહોરે

લેખક

**શ્રી. નંદુભાઈ દામોદર શુક્લ**
એમ. એ., બી. ટી.,

(કાલપ્રવાહમાં કાલે હું રોળાઈ જઈશ, ત્યારે આ વડલોય મને ભૂલી જશે. આ પાટલી પર બેઠેલા છોકરાઓ ય મને યાદ નહિ કરે. અને પેલાં આજે મારામાં પ્રાણ રેડતાં, મને પ્રેરણા આપતાં કાલે એ દુનિયાના વ્હેણના અગોચર મોજાં થઈ ફરશે, તેમનો ઉન્હો શ્વાસ કે ધબકતી છાતી કે બોલતા હોઠો કશુંય નજરે નહિ પડે, ત્યારે એકલવાયો અને અટૂલો હું ઉભો રહીશ. મારી મહત્ત્વકાંક્ષાઓ, અને મહદ્ આશાઓના પોષનારાં સિવાય હું નિર્માલ્ય બનીશ. સમુદ્રનાં મોજાં કેટલાય લાકડાનાં કડકાને છાતી પર રાખી રાચે છે. તેમ દુનિયા મને રાખીને રાચશે કે કેમ? તેનીય મને શંકા થાય છે. મારી નજર બધે રખડે છે, કોઈપણ સ્થાન પર ઠરી બેસતી નથી. આવો હાંફલો ફાંફલો દેખી પેલી વાસીદું વાળતી બાઈ પણ મને કદાચ હસશે. દુનિયાપર રાજ્ય માનવોનું નથી. માનવજંતુઓનું છે. એમ કહેવાનું મન થાય છે, એમ લાગે છે. મારી જીભમાં હવે બોલવાની શક્તિ નથી. મારી કલમમાં હવે ચેતન નથી. તે ડગુમગુ હાલતમાં છે. કલાના પૂજારીઓ આવ્યા અને ગયા, પણ હું કોણ માત્ર! અને આ નિરાશા ક્યાંથી આવી જકડાઈ બેઠી; તેનું મને ભાન નથી. વડલાની ડાળે કાગડા બોલે છે, લીલાછમ વડલાની ડાળે બેસી અટ્ટહાસ્ય કરે છે, ડાળીઓ પર કૂદકા મારે છે. વડલાને આવેલા નવજીવનની હાંસી કરે છે, અને પણે દૂરથી કોઈ કબુતર આવે છે, કાગડો દૂર નાસી બેસે છે. સુંદર અને કોમળ તેની ડોક છે, તેની આંખમાં આંસુ છે. તેની પાંખમાં જોર નથી.)

કાગડો બીજું અટ્ટહાસ્ય કરે છે, "કોણે કહ્યું હતું કે સુંદર થજો. હાથના કર્યાં હૈયે વાગ્યાં. દુનિયાના રસ માણવા હતા, માણો, આ આંસુમાં તે રસ માણો." તેની કાળી પાંખો ફફડાવી અને એની આંખે કટાક્ષમય કિરણ ફેંક્યું.

"સૌન્દર્ય અને કલા દુઃખ વેઠયા સિવાય ક્યારે ઉત્પન્ન થયાં છે? મારા સૃષ્ટાને કેટલુંય દુઃખ પડ્યું હશે. પ્રસવની વેદના નવજીવન છે. તને નહિ સમજાએ?"

"મને બધુંય સમજાય છે. કલા, કલા, કરી મૃત્યુની આરાધના કરો છો? કઈ કલા લૂંટાઈ નથી? કયું સૌન્દર્ય લૂંટાયું નથી? કઈ માનવતાએ તેમને સાથ દીધો? કહે તો ખરો."

"મારા સૌન્દર્યના પૂજારીઓ થોડા છે, સૌન્દર્યની કૃતિઓ થોડી છે, કલાના કીર્તિસ્તંભ સૌન્દર્ય તેજે જળહળતા, શોરબકોર કરતી, અંધકાર વરસાવતી દુનિયાને ઘડીભર આંજી ઉંચે ગમન કરે છે."

"એ ઊંચું ગમન પાછું નીચું જોવાને? કયો કલાનો પૂજારી પૈસાદાર થયો? કયો કલાનો પૂજારી રાજા થયો? રાજ્યો આવ્યાં અને ગયાં, મેં તો કોઇ કલાનો પૂજારી ન દીઠો!"

"માટે તું કાગડો થયો."

"કાગડો થયો પણ તારી માફક થરથરતો નથી, કંપતો નથી, આ વડલે બેઠો બેઠો બધું ય ધ્યાન ખેંચું છું. તારામાં તો બોલવાના ય હોશ નથી. કાગડો છું પણ યૌવનબળે રાજ્ય કરૂં છું."

"તારૂં યૌવન તો આવતી કાલે તરછોડી જતું રહેશે. એમ મગરૂબ ન બન, જરા સ્વભાવે કોમળ બન. મને તો તારી દયા આવે છે."

"તું દયા ખાનાર કોણ? તારી દયા ઉપર કીડી પણ જીવી શકે તેમ નથી. તારી પોતાની સ્થિતિ કફોડી છે, અને શાનો ડાહ્યો થઇ મને કહે છે. કંપતો કંપતો આવ્યો હતો. મારો સાથ લીધો ત્યારે જ શાંતિ વળી. બતાવ તો ખરો, કઈ કલા અમરત્વ કાલપ્રવાહમાં પામી ઉભી રહી?"

"તારામાં બુદ્ધિ નથી, તને એક બાજુ અંધકાર જણાય છે. કુબેરના ભંડાર તારાથી જોવાય, શચીના અંતઃપુરમાં નજર નાંખવી મને ગમે, પણ તે તો તારે માટે લાંબી વાતો છે. કાચને હીરા માની અંજાઈ બેસી રહેજે. મને તો લાગે છે તારી એક આંખ પણ કાચ છે નહિ તો નિહાળ—"

કાગડો ધીમે ધીમે પાસે આવ્યો, ઉંચી ડોક કરી જે દિશામાં કબુતર જોતું હતું ત્યાં જોવા માંડયું. કાન તેણે સાંભળવા તૈયાર કર્યા.

"જો, પણે દૂર સમુદ્ર ગર્જે છે, ત્યાં પેલાં સમુદ્રનાં મોજાં ઉછળી, ઉછળી પેલી દિવાલોને ચૂંબે છે. તેના સ્પર્શથી રહી ગએલું ફીણ એ દિવાલને ચોટી રહ્યું છે.

"ત્યાં દૂર દૂરના યાત્રીઓ તેમની સ્મરણાંજલી આપવા આવે છે. એકલા આર્યાવર્તમાંથી નહિ, એકલા હિંદુધર્મીઓ નહિ પણ સાત સાત સમુદ્રો વટાવીને પેલા દૈવી શક્તિઓ સામે બાથ ભીડવાના પ્રયોગો કરતા—કે એવી શક્તિઓ પેદા કરવાનો શ્રમ ઉઠાવતા—પશ્ચિમના પ્રવાસીઓ અને કુબેરના ભંડારની અંકાતી જાહોજલાલીની ઝાંખી કરાવતી પેલા ન્યુ-યોર્કના લહેરી પ્રવાસીઓ—ભૂત ગૂજરાતની કલાનું દર્શન કરવા ત્યાં આવે છે.

"હા હા, હું સમજ્યો. પેલા, ભાંગલા, ઉંદરોની દરોથી ભરેલા સોમનાથ પાટણની તું વાત કરે છે. એ પથરાઓમાં તે શું મોહી પડયા હશો? ત્યાં કયા કાકાએ કહ્યું હતું કે જજે, અને લાંબી મજલો કાપી પાછો આવજે. પૈસા અને શક્તિ ઉછળી રહ્યાં હશે તે લોકો ત્યાં જતા હશે. છતાંય કહે તો ખરો. એટલે તારી મૂર્ખામી પર હું બરાબર હસી શકું.

'ભલે એને મૂર્ખામી માન. પણ તું પણ એની કીર્તિની ગાથાઓ સાંભળી ત્યાં જવા તત્પર થઇશ. એ પથરાઓ નથી પણ ગૂજરાતની કલાના અવશેષ છે. એ ગૂજરાતના ગૌરવની વાતો કહે છે. એ ગૂજરાત—સૌરાષ્ટ્ર—જે કહો તેની પ્રજાની એક વખત ઉછળતી દોલતની સાક્ષી આપતું હશે, તારા જેવાને મન. પણ અમારે મન તો પ્રજાનું પુરૂષધન અને સ્ત્રીધન કેવું હતું અને કેટલું હતું તેની સાક્ષી આપે છે. કાળને પણ ડરાવતા તેના મોટા મોટા સ્તંભ જેવા તેના ભડવીરો હતા. એક એક ખભે ખભો અડકાડી તે ઊભા રહેતા, અને મોટાં મોટાં મેદાનો ખેડતા, જીતતા અને 'જય કલગીએ' પાછા ઘેર આવતા. એની અંદરની કમાનો અને નાજુક કોતરણી જેવી ગૂજરાતની સ્ત્રી કોમળ છતાંય હૃદયનું સ્થાયી અને નિશ્ચયાત્મક જોર અજમાવતી. તે રાસે રમી તેની કોમળતા બતાવતી, અને કેસરીયાં કરી જતા પીયુને જુહાર કરી 'સુરગંગાને તીરે' મળવાને તૈયાર રહેતી."

કબૂતરની છાતી ફુલી, તેણે મગરૂરપણે કાગડા સામે જોયું. તેના મોંઢા પર તિરસ્કાર જણાયો.

'અને તેવા પુરૂષ અને સ્ત્રીને પ્રતાપે આ ખંડેર બન્યાં! કયાં ગયા હતા એ પુરૂષો અને જુહાર કરનાર સ્ત્રીઓ, જ્યારે ગઝનવીએ એના ગર્ભ દ્વારના ચૂરે ચૂરા કર્યા, જ્યારે એની કીર્તિ અને એની પવિત્રતા પર તરાપ મારી?'

'ઉતાવળો થા મા. ઉભો રહે. તારો તિરસ્કાર મારે સહન કરવો પડશે. દેલવાડાની સુંદર કોતરણી જેવી તેની કોમળ અંગે અંગે ફોરમ વરસાવતી ગૂજરાત—સૌરાષ્ટ્રની સ્ત્રીઓ વિષે કહેતો હતો.— દેલવાડાની કલાને, હું જ્યારે અર્ઘ્ય આપવા ગયો ત્યારે મારી સાથે નાની શી, એની કલા જેવી સુંદર અને પવિત્ર બેન મારી સાથે હતી. પણ એ વાત પછી કોઈ વખત કહીશ.— પેલા રત્નાકરનાં મોજાં ત્યારે સોમનાથનાં મંદિરનાં પગથીઆં ધોતાં,

રત્નો ભેટ આપી જતાં, શીણુની ફુલમાળ અર્પી જતાં અને કૃતકૃત્ય માનતાં.'

"અને એ સમુદ્રે એનો ત્યાગ કેમ કર્યો? તારે મન પવિત્ર ગણાતાં, કલાનાં અવશેષ ગણાતાં, ગૂજરાતના સ્ત્રી અને પુરૂષ ધનની સાક્ષી આપતાં એ મંદિરો ઉપર હું તો અત્યારે રસીઆઓ ગઝલ હાંકતા જોઉં છું. તારે મન ઇતિહાસ અને ગૌરવની વાતો કરતા પેલા પથરાઓ કેટલાક ગામડીઆઓ અહીંથી લઇ જઇ વેચી આવતા હશે. તેમનું મૂલ્ય તેમને નથી. ખરે! એ પથરાઓમાં શું બળ્યું છે."

"તું કહે છે તે ખરૂં છે. અત્યારે ત્યાં ગઝલો હાંકતો એના સ્તંભો પર બેસી તેનું અપમાન કરતો રસિઓ ચણા મમરા ફાકતો હશે; પણ......

"એક વખત ત્યાં નગાધિરાજની પુત્રી, ગૌરી જેવી સ્ત્રીઓ એ સ્વતંત્રતાના યોગી શંકરને દ્વારે આવતી અને રતિના પ્રિયને બાળી ભસ્મ કરનાર પાસેથી અનંગના રસો માણવાની આશિષો લઇ જતી. એ સ્થાનની નીરવ શાંતિમાં તેનો નૂપુરનો અવાજ રણકી ઉઠતો. તે શંકરનાં પૂજન કરતી, અને એના કંકણનો અવાજ દેવોના દુર્ગોમાં પહોંચતો, અને અપ્સરાઓને પણ લજાવતો. એ ચાલતી ત્યારે ચણીયાના ઘેરના અવાજે સમુદ્ર પણ ક્ષણભર થંભી તેનું અનુકરણ કરવાને અને તેવો અવાજ કરવાને ઊભો રહેતો. કેટલાક ભડવીરો સ્થંભી ઊભા રહેતા. આજે તે સ્મશાન જેવી શૂન્ય ભૂમિમાં—એ મંદિરનાં ખંડેરો ઊભાં છે. તેનાં ભડવીરોનાં લોહી ત્યાં રહી ગયેલાં છે. એ ભૂમિ અને એ મંદિર ગૂજરાતના લોહીથી ફળદ્રુપ છે. એ જીવતી મહેલાત મારે મન છે. એ સિન્ધુનું ઘેરૂં ગાન સાંભળવા મારા વીરો—ગૂજરાતની જનતાના વીરો ત્યાં પડ્યા હશે. તેમનું એ રસિઆઓને—ચણા મમરા ફાકતા રસિઆઓને ભાન નથી. અને એ શાથી બન્યું?"

કબૂતરનો કંઠ રૂંધાયો. એની આંખમાં આંસુ આવ્યાં, અને તે ઘડીવાર થંભ્યો.

"મેં કહ્યું તેમ પેલા ગઝનવીએ તેમને રણમાં રગદોળ્યા! તારા ભડવીરો રાસોમાં રમતા હશે. તારી રસિયણ સોરઠી અને ગૂજરાતી સ્ત્રીઓ રસ માણતી હશે. હાથે કર્યાં તે ભોગવો. રડો છો શાના? ગૂજરાત તો તમે યવનોના હાથમાં આપ્યું. આનું નામ કલાની પૂજા? ગૂજરાતની પડતીનો ઇતિહાસ સોરઠે લખ્યો—ગૂજરાતના ભડવીરોએ લખ્યો. અને આ ખંડેરો તો તમારી શરમ છે. ગૌરવ નથી. તમે તેને સાચવી શક્યા નહિ. 'ભાઇ, તું કહીશ તે બધુંય નીચે માથે સાંભળીશ. પણ એ તો નક્કીજ છે કે, સોમનાથ પાટણ ગૂજરાતનો જીવ હતો.' જયસોમનાથકી'ની બૂમ ગૂજરાત જ્યારે ગજવતો, ત્યારે સમુદ્રનાં પાણી પણ ધીમાં પડતાં. ઉત્તરમાંથી આવતાં યવનોનાં ટોળાં પણ કંપતાં. ગૂજરાતનું ધન સાચવવા ગૂજરાત પાસે વીરો હતા—લોહી આપે તેવા. અને 'જય સોમનાથની' વીર હાક સાંભળી પુરૂષ અને સ્ત્રીવૃંદ રાસો અને જીવનના રસો છોડી યુદ્ધમાં જોડાવા કેસરીઆં કરી લઢવા તત્પર હતા. સોમનાથનાં ખંડેરો એ ગુજરાતનાં સંપનાં ખંડેરો છે. ગઝનવીને તેને તોડવાની શક્તિ ન હતી. તેનાં ગમે તેટલાં મજબૂત કાંડાં હશે પણ ગુજરાતના ધણી આગળ તે નમાલો હતો, પણ..." તેનું માથું નીચું નમ્યું. પાંખના છેડે તેણે આંસુ લેવા પ્રયત્ન કર્યો.

"પણ પેલો ગિરનારનો ધણી તેની મદદે ન આવ્યો. ગૂજરાતની લાજ લૂંટાવા દીધી, ગૂજરાતની કલાને ફટકો માર્યો. ગૂજરાતના વીરત્વની કસોટી થઇ. એ ગ્રહરિપુ ભરાઇ ગયો. રાણકનાં છોકરાંય આજે તેમના વડવાના એ કૃત્યને વખોડે છે. એ કુસંપે સોમનાથનું ગર્ભદ્વાર તોડ્યું. તેની મૂર્તિઓ તોડી. તેના વીરોનાં લોહી રેડયાં. તેની રમણીઓનાં પ્રિયરત્નોને લૂંટી લીધાં. આજે ઘૂઘવતો સમુદ્ર પણ શરમાયો. પાછો હઠયો, અને આંસુઓ સારી સારી ખારો બન્યો. અને વિલાપનાં વિનાશનાં ગાન ગાવા લાગ્યો."

કાગડાની પાંપણમાં પણ સૂર્યના છેલ્લાં કિરણમાં એક બે આંસુ ચમકતાં દેખાયાં. તે બોલી શકતો નહિ, પણ તેણે આંસુ છૂપાવવા પ્રયત્ન કર્યો.

"એ ગૂજરાતના પથરાઓ પ્રાણ કરતાં એ અમને અધિક વ્હાલા છે. તે જોઇ અમે રાચીએ

## શાળાના
## તેજસ્વી વિદ્યાર્થીઓ



ડૉ. રમણ સી. વસા, એમ. એ, ડિલિટ (પારીસ)



કુમુદચંદ્ર જી. શાહ બી. એ. (ઑનર્સ)



વી. એન. મહાદેવીઆ

શાળાના

તેજસ્વી વિદ્યાર્થીઓ.



નોમાનભાઈ એમ. મીઆભાઇ બી એ., એલએલ. બી.



શ્રી. વીરેન્દ્ર સી. લાખીઆ બી. એસસી.



વિનોદ એમ. દવે

છીએ. એટલુંજ નહિ, પણ ગૂજરાતની ભાવી ગૌરવની તેના ઉપર મારે ઇમારત બાંધવી છે.

એક વખત ગૂજરાતના ધણીની ધાકે મધ્ય એશિઆમાં લશ્કરી દળો ધ્રૂજી ઉઠતાં, અને ખૈબરઘાટને ઓળંગતા તેમના ટાંટીઆ ઢીલા થતા. ગૂજરાત નામર્દ નથી. તેની સાક્ષી કાલપવનનાં ઝપાટાં ખમી, પણ ઉભાં રહેલાં એ ખંડેરો છે. સોમનાથમાં જઇ આવનાર ભેદી પ્રેરણા લઈ આવે છે, અને મનજીઓ કાપી હું ત્યાંથી આવું છું."

કાગડો કા, કા, કરવા લાગ્યો. રમતા છોકરાનો નિર્દોષપણે ફેંકાએલો પત્થર આવ્યો. કબુતરને વાગ્યો. તે વડલા પરથી નીચે પડ્યું. અને પડતે પડતે કાગડે કહ્યું, "આમ નિર્દોષપણે, ધનલાભ માટે તીડ જેટલા અસંખ્ય દળોએ એ કલાના મુગટ સોમનાથના મંદિરનો નાશ કર્યો; અને નાશ કરી ખંડેરોને અમરત્વ આપી ગયાં."

નિશાળનો ઘંટ વાગ્યો, છોકરાઓ ટોપી વતી કબુતરને પંપાળવા લાગ્યા. અને છેલ્લું અટ્ટહાસ્ય કરી કાગડો કા, કા, કરતો ઉડી ગયો.

---

# ઇન્તેકામ

લેખક

શ્રી. સત્યેન્દ્ર ઘોડા

**સરહદની** હિમાચ્છાદિત પર્વતશ્રેણીઓને આશ્રયે વસતાં અનેક અસ્થાયી ગામડાંઓમાંનું એ એક ગામ હતું. હરિયાળી ખીણોમાં દ્રાક્ષવલ્લીઓની અને બીજી અસંખ્ય પુષ્પવાટિકાઓ પવન ઝપાટે ઝુલતી હતી. ઠંડી હવા અને પૌષ્ટિક ખોરાકથી કસાએલાં—શોખંડી શરીરધારી મહાકાય આફ્રિદીઓનું એ નિવાસસ્થાન હતું. જગત આખાની પહાડી ભૂમિ એ આફ્રિદીઓનું વતન હતું. આજ અહા તો કાલ ત્યાં.

દૂર દૂર ક્ષિતિજ સુધી પથરાએલા બરફ ઉપર અફળાઇ મેઘધનુષ્ય શી રંગોળી પુરતાં આથમતા સૂર્યનાં રમતિયાળ કિરણો દ્રાક્ષની લીલીકુંજાર વાટિકાઓને અજવાળતાં હતાં.

દ્રાક્ષવેલીનાં પાન સાથે રમત કરતો એક પહાડી યુવાન સુંદર મોટી દ્રાક્ષનું ઝુમખું તોડી, પાસેજ બેઠેલી એક હસીન યુવતીને આપવા નીચો વળતાં બોલ્યો:

"સકીના, મહોબ્બતની રાહ કોઈ કોઇ વાર મોતની રાહ બની જાય છે. જાણે છે ને લૈલીની પાછળ સર્વસ્વની કુરબાની કરી પાગલ બનેલા અલિફના શા હાલ થયા તા તે!"

"હા, જાણું છું." મક્કમ અવાજે યુવતીએ જવાબ વાળ્યો. બેઠી હતી ત્યાંથી ઉઠી સકીના એના પ્રિયપાત્રની સામે આવી ઉભી અને સ્થિર દૃષ્ટિએ એના મુખ સામે તાકી રહી.

"તો પણ એ રાહ પર જવાની ઉમીદ રાખે છે?"

"હા, તો પણ" ફરીથી એ જ મક્કમ સ્વર.

"તારો બહાદુર દિલાવર હવે ખુદાઈ ખિદમતગારનો મુરીદ બન્યો છે; અહિંસા અને સત્યનો પૂજારી બન્યો છે. સકીના, તને એ ગમશે?"

"દિલાવર, અહિંસા નિર્બળોનું શસ્ત્ર છે. કુદરતને ખોળે ખેલી, પહાડી ઝરણાંનાં પથ્થરીયાં પાણી પી, હરપળે મોતનો સામનો કરવા તૈયાર રહેનાર અફઘાન બચ્ચો એ શસ્ત્રનું શરણ કદી ન લે."

"તારી ભૂલ થાય છે, સકીના. અહિંસા અને સત્યનું વ્રત ખાંડાની ધાર છે, નિર્બળોનું શસ્ત્ર નથી. સાચો મર્દ જ એ વ્રતનું પાલન કરી શકે."

"અનેક આફતો વેઠી, અનેક ભોગો આપી, ઉછેરી મોટા કરનાર માની અસ્મત પર આવેલા ખોટા ઇલ્જામનો બદલો ન લઈ શકનાર બેટાને મર્દ કહેતાં મને શરમ આવે છે." સકીનાએ સમય જોઈ ટાણો માર્યો.

"સકીના, તું બેસમઝ છે. ખૂન કરવું સહેલું છે, ખૂન વહાવવું મુશ્કેલ છે."

"એ કાયરોનું આશ્વાસન છે."

"સાબ્રમતીના જે સંતે સત્ય અને અહિંસાના જોરે, દેહનું દમન કરી, મોહ, માયા અને મમતાને કોરે મૂકી, અસંખ્ય સંકટો ઝીલી, સૂતેલા ભારતને જાગૃત કર્યું. પરાધીનતાની મીઠી મોહતંદ્રામાં પડેલી એક મહાન પ્રજાને આત્મભાન કરાવ્યું, એ શું કાયર હશે? અશક્ય! સકીના, મહાત્માઓના ગહેરા પંથ સમજવાની તારામાં બુદ્ધિ નથી."

"મારે એવી બુદ્ધિ જોઈતી પણ નથી."

"તો એક નામર્દ સાથે મહોબ્બતની દોરથી બંધાઈ શા માટે જીવન બરબાદ કરવા તૈયાર થઇ છે? ખંજર કે બંદૂકની ગોળી ચલાવી જાણનાર કોઇ બહાદુરને કેમ પસંદ નથી કરી લેતી?" દિલાવરે એને સમજાવવા પ્રયત્ન કર્યો; પણ સકીના સહેજમાં સમજવા તૈયાર ન હતી.

"બીજાની નજરોમાં દિલાવર ગમે તેવો હોય, પણ મારે મન તો એ મર્દ છે. સાચો મર્દ! જીવીશ તો એની છાયામાં, મરીશ તોય એની છાયામાં!" સકીનાએ પોતાનો અડગ નિશ્ચય જણાવ્યો. દિલાવરે એક લાંબો શ્વાસ ખેંચ્યો.

ચંદા ખીલી. ઠંડીનું જોર વધવા લાગ્યું. એ પ્રેમી જોડું ક્ષણભર એકબીજાની આંખોમાં જોઇ રહ્યું: દિલનું માપ કાઢવા!

"સકીના, ઠંડી બહુ પડે છે. ઘેર જઈશું?"

"ચલો."

એ વાતને મહિના વીત્યા. એ જ અચળ પર્વતો હતા, એ જ ઉપવન હતું. એ જ બરફની શિલાઓ હતી. એવી જ એક માદક સંધ્યા હતી, અને એ જ આથમતો સૂર્ય.

સકીના આંસુભરી આંખે દિલાવરના વિશાળ બદન પર હાથ ટેકવી ઊભી હતી.

"સકીના, સમજવું હોય તો હજી સમય છે. મહોબ્બત એક ભયંકર સ્વપ્ન છે. આંખો ખુલતાં જ ઉડી જશે."

"ભલે, દિલાવર, બધા તને ભલે કાયર કહે. મારો નિશ્ચય આખરી છે. આજે રાત્રે બે વાગે હું તૈયાર રહીશ. ઘોડો લઈ તું આવજે. બસ! આ પર્વતો, આ ટોળી અને આ ગામથી દૂર દૂર એક એવી જગ્યાએ જઇએ કે જ્યાં ન હોય મર્દ નામર્દના દરજ્જા, કે ન હોય બહાદુરીનાં બણગાં."

"આમ નામર્દની માફક નાસી જવું મને નથી ગમતું પણ લાચાર છું, સકીના, કે અહિંસાના વ્રતે બંધાઈ ચૂકયો છું. હિંસક વિચાર લાવવો એ પણ મારે માટે હવે પાપ છે; નહિ તો તારા પિતાને મારી બહાદુરીનો પરચો બતાવી તને મારી બનાવત! ખેર!"

"તો ભૂલીશ નહિ!"

અને સકીના અને દિલાવર પ્રેમની રસિલી દુનિયાનાં મધુરાં સ્વપ્ન સેવતાં ઘરને પંથે પડયાં. આમતેમ થોડું ભટકી દિલાવર ઘેર આવ્યો. ઝુંપડીના બારણામાં જ એનો બુઝર્ગ પિતા લોહીલુહાણ હાલતમાં જમીન પર પડયો હતો.

"શું થયું, અબ્બાજાન! કોણે ઘાયલ કર્યા તમને!" દિલાવરે શાંત સ્વરે પૂછ્યું.

"બેટા, ખુદાઈ ખિદમતગારનો તું મુરીદ. તારાથી ખૂનનો બદલો ખૂનથી લેવાશે? નહિ તો નામ બતાવવાથી શો ફાયદો!"

વૃદ્ધની આંખમાં બદલાની આગ જલતી હતી. સ્થિર નેત્રે એ દીકરાની બહાદુરીનું માપ કાઢી રહ્યો હતો.

અને દિલાવર! દિલાવરને એ જીવનમરણનો પ્રશ્ન હતો. પ્રતિજ્ઞાભંગ કર્યા પછી અફઘાનથી શે જીવાય? અને બાપના ખૂનનો બદલો ન લે તો માની કૂખ લાજે! ક્ષણભર એ વિચારમાં પડયો. લાગણીઓનું યુદ્ધ જામ્યું. આખરે હિંસક સ્વભાવની, અફઘાનના જાતીસ્વભાવની જીત થઈ.

"અબ્બા, ખુશીથી નામ જણાવો. ખૂનનો બદલો હું ખૂનથી જ લઈશ" એણે સહેજ ધ્રૂજતે અવાજે પોતાનો નિશ્ચય જણાવ્યો.

"તારી પ્રતિજ્ઞા!"

"એની ફિકર આપ ન કરશો."

"બેટા, તું અફઘાનનો દીકરો છે, એ ન ભૂલીશ."

"વખત ન ગુમાવો, અબ્બાજાન, મારી ફરજોનું મને સંપૂર્ણ ભાન છે."

"હજી એકવાર વિચાર કરી જો. આ કામ તું ધારે છે એટલું સહેલું નથી. ખૂબ વિચાર કરીને માથે લેજે. હું કહું તેની પાસે તારાથી બદલો લેવાશે?"

"જરૂર."

"અચ્છા. તો સાંભળ. બદમાશ મહમ્મદની વાત પર ઇતબાર રાખી કાફર શેરખાને તારી માની અસ્મત પર ઇલ્જામ લગાડી તને કમીની ઓલાદનો કહ્યો. ખુદાઇ ખિદમતગારના નામથી જાણીતા થએલા શયતાનનો નાચીઝ ગુલામ કહ્યો. એ બદનામી હું ન સહી શકયો. મેં એને દ્વંદ્વયુદ્ધનું આમંત્રણ આપ્યું અને પરિણામે એણે મને ઘાયલ કરી મારૂં અપમાન કર્યું."

પણ આ બધું સાંભળવા જેટલા હોશ દિલાવરમાં ન હતા. એ બેફામ બન્યો હતો.

"શે...ર...ખા...ન! સકીનાનો બાપ?" એટલું જ એ બોલી શકયો.

"હા. બેટા, હું જાણતો જ હતો કે તારાથી એને નહિ જ મરાય. એણે ઘામાં નિમક છાંટવું શરૂ કર્યું.

"અબ્બાજાન, મૂગે મોઢે માબાપનું અપમાન સહી લે, એટલો કમીનો દિલાવર હજી નથી થયો. આજે જ...અત્યારે જ હું મારી મરેલી માના અપમાનનો બદલો લઇશ."

હવામાં મુઠ્ઠી ઉછાળી, દાંત પીસી, વૈરની ધૂનમાં ભાન ભુલેલો દિલાવર ખૂણામાં પડેલો છરો લઈ શેરખાનના ઝુંપડા તરફ ચાલ્યો.

"બેટા, મને અંદર તો મૂકી દે." લોહી વહી જવાથી અશક્ત થતો જતો અફઘાન બોલ્યો, પણ બેધ્યાન દિલાવર એ ન સાંભળી શકયો, અને હાડ ગાળી નાખે એવી શરદીમાં ઘાયલ બાપને—પડતો મૂકી સપાટાબંધ આગળ વધ્યો.

પર્વતમાળામાંથી ઉત્પન્ન થતો હિમમય પવન ખીણોમાં ભયંકર સૂસવાટા કરતો હતો. ઉત્તુંગ ગિરિમાળાની વચ્ચે પથરાએલું એ નાનકડું ગામ જાણે અસહ્ય ઠંડીથી ઠરી ગયું હતું. આકાશ નિર્મળ હતું. લાંબા વિસ્તારમાં સૂતેલાં તુષારમય ગિરિ શિખરો પર અફળાઇ ચંદ્રનાં રૂપેરી કિરણો આખી ખીણમાં રોશની પ્રકટાવતાં હતાં. કેટલીક ઝુંપડીઓમાંથી દીપકોનો ઝાંખો પ્રકાશ બહાર ફેલાતો હતો. દિલાવરને નહોતી આ સ્વર્ગીય દશ્યની અસર કે નહોતી સિતમ ઠંડીની અસર. એના દિલમાં તો આગ જલતી હતી: બદલાની આગ! એક જ શબ્દ એના મગજમાં ઘૂમતો હતો: ઇન્તેકામ! ખુદાઈ ખિદમતગારનો દિવ્ય સંદેશ અત્યારે એ વિસરી ગયો હતો. લોહીતરસ્યા વાઘની જેમ લાંબી ફલંગો ભરતો એ શેરખાનની ઝુંપડી પાસે આવ્યો.

ઓરડા પાસેનું દશ્ય નિહાળતાં જ એ ચમકયો. સ્તબ્ધ થઇ ગયો. આંગળાં ખરી જાય એવી ઠંડીમાં પણ સકીના શરીર પર કામળો લપેટી ઝુંપડી બહાર એક પથ્થર પર બેઠી હતી. એની તિલસ્મી આંખો ચંદ્ર સામે ચોંટી રહી હતી. ખ્વાબની દુનિયાની મીઠી-કલ્પનામાં એ મસ્ત હતી. એ કંઇક ગણગણતી હતી.

"જબ દુનિયાવાલે સોતે હૈં, મેં અકસર બૈઠ કે રોતી હું."

"સકીના!" કાંપતે અવાજે દિલાવર બોલ્યો. સકીના ચમકીને સફાળી બેઠી થઈ ગઇ.

"દિલાવર! અત્યારથી!" પ્રેમઘેલી સકીના દિલાવરનો ખૂની અવાજ ન પારખી શકી.

"મારે તારા બાપને મળવું છે, સકીના." દિલાવર એકધારી નજરે એના તરફ જોઇ રહેતાં કડક અવાજે બોલ્યો.

"કેમ!" લોચવાતી જીભે સકીનાએ પૂછ્યું અને બીતે બીતે એની નજીક આવી એની બાજુએ જઈ, હાથ પકડીને ઊભી.

"ગભરાવાની જરૂર નથી, સકીના. હું એક અગત્યના કામે આવ્યો છું."

"પ...ણ, પણ દિલાવર, આ...આ હથિયાર શા માટે?"

"અફઘાન બચ્ચો કદી હથિયાર વગર બહાર નીકળતો હશે?"

એના અવાજમાં તિરસ્કાર હતો, ખુન્નસ હતું. સકીના સમજી ગઇ. "દિલાવર તારી પ્રતિજ્ઞા ભૂલી જાય છે?" દિલાવરની સામે આવી, એને બંને ખભે બે હાથ મૂકી, છેક એની છાતી પાસે માથું લઇ જઈ સકીનાએ મોહક અવાજે એને પૂછ્યું. દિલાવરને પલાળવા પ્રયત્ન કર્યો. ચારે પાસ સંગેમરમર શા સફેદ પહાડો, સુંદર હરિયાળી ખીણો, દ્રાક્ષની વાડીઓ

પર ધસાઇને આવતી સમીર લહરીઓની માદક સુગંધ, મનોહારિણી જ્યોત્સના, નજીકમાં વહેતું રમતિયાળ ઝરણું, ચંદ્રિકાથી રૂપેરી દેખાતો વિવિધરંગી ફૂલોનો કુદરતી બગીચો, અને તદ્દન નજીકમાં જ યાચકરૂપે ઉભેલી નિર્દોષ, સુંદર બાલા: કુદરતનાં આ સર્વોત્તમ સર્જનોની દિલાવરને અત્યારે દરકાર નહોતી.

"સકીના, તારો બાપ કયાં છે !" જાણે કોઈ કંદરામાંથી સિંહગર્જના સંભળાઈ.

"કોણ છે, સકીના ?" અંદરથી ખોખરો અવાજ આવ્યો અને શેરખાનનું પ્રચંડ શરીર ઝુંપડીના બારણામાં દેખાયું. એની ભયંકર કાળી આંખો દિલાવર સામે મંડાઈ. દિલાવર એની સામે જઈ ઊભો.

"શેરખાન, હું આવ્યો છું."

"હું તારી રાહ જ જોતો હતો."

"ઠીક, ત્યારે ચૂકવી લઇએ હિસાબ !"

બે છરા એક સાથે ઉછળ્યા. ઉપર ચંદ્રનાં કિરણો પડયાં, અને એક ચમકારો થયો. એક પળની ઝપાઝપી, અને શેરખાનનો પહાડી દેહ વિંધાઇને નીચે પડયો.

અત્યાર સુધી મૂઢની માફક ઊભેલી સકીના વિદ્યુત વેગે દોડી અને શેરખાનના હાથમાંથી છરો લઇ દિલાવર સામે જઇ ઉભી.

"દિલાવર, હોશિયાર ! સકીના પણ અફઘાનની લડકી છે !" છેક એની છાતી પાસે છરો લઈ જઇ સકીનાએ ગર્જના કરી. દિલાવર નિશ્ચલ હતો.

"દિલાવર, કયાં ગઈ તારી મર્દાનગી ! એક છોકરીથી બ્હી ગયો ! ખુદાઈ ખિદમતગારનો મુરીદ ! મુરીદે શયતાન !"

"બસ કર, સકીના ! મારી પ્રતિજ્ઞા તૂટી ગઇ ! ફક્ત એક જ વાર ! હવે નહિ તૂટે." એની આંખો સજળ થઇ.

"દિલાવર આ ગોઝારા કૃત્યનું કારણ ?"

"ઇતેકામ !"

"ઈતેકામ ? તો હું પણ મારા બાપના મોતનો બદલો લઇશ."

"ખુશીથી આ સીનો તૈયાર છે."

"નહિ હું તને એમ મારવા નથી માગતી–મારીશ જરૂર. પણ તારે જ હાથે."

દિલાવર ન સમજ્યો. આંખ ઉંચી કરી એની સામે જુએ તે પહેલાં તો હવામાં એક ચમકારો થયો અને સકીનાનું સુરેખ, પવિત્ર શરીર પૃથ્વી પર પટકાયું. દિલાવર દોડયો અને એનું માથું ખોળામાં લઈ લીધું.

"સકીના !" રૂંધાતે અવાજે એ બોલ્યો.

"દિલાવર ! મહોબ્બતની રાહ કોઇ કોઈવાર..."

વાકય પૂરૂં ન થયું, પણ બાકીના શબ્દો દિલાવરને કાને અથડાયા.

"...મોતની રાહ બની જાય છે."

"સકીના !"

દિલાવરે એને જોરથી હલાવી. જવાબ ન મળ્યો. સકીનાના નિશ્ચેતન હોઠ ઉપર મધુરૂં સ્મિત ઝળકી રહ્યું. કોઇ કાળ ચોઘડીએ બોલાયલું પેલું જીવલેણ વાકય દિલાવરના કાનમાં ગૂંજી રહ્યું. એ ચંદ્ર સામે તાકી રહ્યો. આંખમાંથી એક આંસુ ખર્યું. એ નીચો નમ્યો અને બંને મૃત શરીરોને ખભે નાખી પોતાની ઝુંપડીએ આવ્યો.

એનો વૈરપિપાસુ પિતા છેલ્લો શ્વાસ ખેંચી રહ્યો હતો.

"અબ્બાજાન, મેં બદલો લીધો." નિશ્ચેતન જેવા લાગતા શરીરના ઉંડાણમાંથી એક લાગણીહીન અવાજ આવ્યો–

"શા...હ...બા...શ. બેટા."

વૈર લીધાનો સંતોષ મેળવી અફઘાનનો આત્મા પરલોક પહોંચ્યો. દિલાવર યંત્રવત્ કામે વળગ્યો. ત્રણે મુડદાં એક જગ્યાએ દફનાવ્યાં.

સંધ્યાએ પૂર્વના આકાશમાં ડોકીયું કર્યું: દિલાવર બેધ્યાન હતો. દૂરના એક પહાડ તરફ એ તાકી રહ્યો. બે સૌમ્ય મૂર્તિઓ એને કંઇક આદેશ દેતી હતી. એક હતી સકીનાની અને બીજી હતી ખુદાઇ ખિદમતગારની. એ ઊઠયો. સકીનાની કબર પાસે ગયો. લોહીઆળ ખંજર ઉંચું કર્યું. અને તદ્દન સ્વાભાવિક રીતે પેટમાં હુલાવી દીધું.

॥ श्रीविश्वेश्वरो विजयतेतराम् ॥

# श्री ट्युटोरियल हाईस्कूलनामकस्याङ्गलमहाविद्यालयस्य रजतमहोत्सवे यत्किञ्चिच्छुभाशंसनम्

विद्या हवै ब्राह्मणमाजगाम गोपाय मा शेवधिष्टेऽहमस्मि

नि. अ. २ खं. ४ मं. १

चिरप्रतिष्ठितस्यापि द्विजातेरिव स्वाचार्यप्रतिष्ठापितस्य प्रतिदिनं प्रवर्धमानोन्नतेरस्य विद्यालयस्य निर्विघ्नमतिक्रान्तपुरुषायुस्तुरीयांशस्यापरसोपानारोहणसमयेऽविगीतशिष्टाचारसम्मतमिदं रजतमहोत्सवविधानं साम्प्रतं समौचित्यमश्नुतीतितच्छुभाशंसनमपि साम्प्रतं साम्प्रतमेव ।

यस्यकस्यापि वस्तुन उपचये क्षये वा तत्स्वामिगतगुणदोषावेव कारणमिति प्रथमं तावत्तदध्यक्षपरिचयमाकांक्षन्ते विपश्चिद्वरा इत्यादौ तत्प्रकाशनकृते यथाशक्ति प्रयत्यते ।

प्रतिभायाः प्रतिपुरुषं विरूपत्वेनैषां विद्यालयाधिपतीनां श्रीमतां विद्यारत्नोपाधिविभूषितानां श्रीविनायकमहोदयानां विश्वस्य विचारस्य मन्तव्यस्य कर्तव्यस्य च परिज्ञाने प्रकाशने चासामर्थ्यजुषाऽपि मया परिचयकालादारभ्य यत्किञ्चिदवगतं तत्प्रकाशनकृते प्रेरयति मां तद्गुणगणसंदर्शनसमुत्थितः समुत्साहः ।

आशैशवाद्विद्यानुरागिण इमे विद्यालयाधिपतयो विनायकशर्माणस्तत्प्राप्तौ साधनरूपायाः सम्पत्तेरभावेऽपि निजाभ्यासपाटवपरितुष्टविद्यानुरागिसज्जनवरेभ्यो लब्धसाहाय्या आङ्गलविद्यापारावारपारदृश्वानः परीक्षकपरितोषजनकादर्शाभ्यासपाटवप्राप्तपारितोषिकाश्च बभूवुः ।

विद्यास्नातकत्वेऽप्येतेषां महानुभावानां यत्किञ्चित्साधनं सम्पाद्यानुजानां विद्याविवृद्धौ दत्तसाहाय्यानामनारतमनवद्योभयलोकश्रेयःसम्पादनसमर्थाध्यात्मशास्त्रादिविद्यासम्पादनमतिर्न विराममापेति "श्रीकाशीपण्डितसभा" विद्यारत्नमिति पदवीप्रदानेन सत्कृतवतीति तथ्यमेवाचरणं विवेकपक्षपातिन्यास्तस्याः ।

नकेवलंज्ञानसम्पादनेनैवेतिकर्तव्यता किन्तु "ज्ञानं भारः क्रियां विना" इति वाक्यं वारंवारं स्मरन्तः कर्मठ इव स्वगृह्योक्तकर्माचरणबद्धादराः केषामाङ्गलभाषाभाषिणां मिथ्यात्वदोषदूषितान्तःकरणानामाधुनिकां केवलं न चेतश्चमत्कुर्वन्त्यपि तु वेदविद्याविशारदानामप्यनुकरणीयाचरणाः सन्तीत्यत्र किंबहुनोक्तेन प्रत्यक्षगोचरे वस्तुनि ।

"सञ्जातो येन जातेन याति वंशः समुन्नतिम्" इति नीतिवाक्यनिदर्शनरूपाः खलु श्रीमन्तो विनायकशर्माणो निजानुजन्मनश्चन्दुलालशर्मणः सहकारमासाद्य चरमां दशामनुभवन्तमिमं विद्यालयं स्वहस्तावलम्बनेन संबंधिजनैः सार्कं समुद्दधुः। श्रीमान् चन्दुलालशर्माप्यात्मयोग्यतानुरूपमपरं प्रवृत्तिसाधनमनादृत्य तादृशसहकारप्रदानेन रामे सौमित्रिरिव सौभ्रात्रमाविष्कारेति युक्तमेव तथाविधानां कुलीनानाम्।

यद्यपि सत्स्वप्यनेकेषु विद्यालयेषु विनायकोत्साहविवर्धितोऽयं विद्यालयो वरीवर्तीत्यत्रत्यानामन्तेवासिनां सर्वातिशायिनी विश्वविद्यालय (युनिवर्सिटी) परीक्षोत्तीर्णता निदर्शनम्। अधीत्य चात्रानेके विद्यार्थिनो व्यापारादिकर्मसु राज्याधिकारे राष्ट्रकार्ये देशोन्नतौ चाग्रेसरतां भजन्त इति दृष्टचरमेव समेषामत एव न केवलं राजनगरस्था अपि तु समस्तगुर्जरप्रदेशसौराष्ट्रमहाराष्ट्रादिदेशेभ्योऽनेकेऽन्तेवासिनोऽभ्यासकामाः समागच्छन्ति, समाप्नुवन्ति चात्मोन्नतिं सदभ्याससम्पादनेनेति किमस्मात्परं विद्यालयस्यास्य गौरवास्पदम्।

यद्यपि "सा विद्या या विमुक्तये" इति मुक्तावन्वितज्ञानस्यैव विद्यात्वमित्यार्षः सिद्धान्तस्तथापि परंपरासंबंधेन व्यवहारोपयोगिज्ञानस्यापि चित्तशुद्धिसम्पादनद्वारा न तथात्वे किमपि बाधकमपि तु व्यवहारशुद्धिद्वाराऽभ्युदयनिःश्रेयससिद्धौ तत्कारणता पुरुषार्थसाधारणकारणधर्मरूपतायां परिणममाणा तादृशज्ञानदातॄणामपि धर्मकर्मकारित्वमावेदयत्येव।

विद्वांसश्चेमे अस्मिन्विद्यालये भिन्नभिन्नविषयाणामध्यापनकृते यानध्यापकान् रक्षन्ति ते अध्यापका अपि तत्तद्विषयपारंगता एव भवन्ति। एवमापातत आलोकितायां विद्यालयव्यवस्थायामयं विद्यालयः समुन्नतो भवेदित्यत्र न किमपि शंकास्पदम्।

छात्राणां स्वास्थ्यरक्षणविधौ विज्ञानशिक्षोपयोगिसाधनसामग्रीसम्पादनविधौ चानर्गलं द्रव्यव्ययं कुर्वतामेतद्विद्यालयाधिपतीनां स्फीतं यशो दिगन्तविश्रान्तं भवेदेवेति सतामाकूतमवितथमेव।

महेश्वर इमान् विद्यालयाधिपतीन् विनायकशर्ममहोदयान् सानुजान् साध्यापकान् सपरिवारांश्च दीर्घायुषः करोत्विति सम्प्रार्थ्य विरम्यते।

अनूपराम–सदाशिव शास्त्री, दर्शनकेसरी–दैवज्ञमार्तण्ड.

अध्यक्षः–श्रीमहागुजरातपण्डितसभा (श्रीकाशीपण्डितसभाशाखा)
तथा अखिलभारतवर्षीयविश्वविद्यालयपरीक्षाकेन्द्र. (बनारस)

अथ

# कुमुद्वतीपरिणयम् ।

ज्योतिर्लेखालसन्ती सुरुचिरवदना कल्पसन्तव्यवेषा
व्याकोषेन्दीवराभा सरसिजनयना कुन्तलाकीर्णकेशा ।
अंसव्यासक्तवंशीध्वनिसुखितजना कुण्डलापूर्णश्रोत्रा
मूर्तिर्गोपस्य विष्णोरवतु जगति वः स्रग्विणी रम्यरूपा ॥ १ ॥

( नान्द्यन्ते )

सूत्रधारः—( नेपथ्याभिमुखमवलोक्य । ) आर्ये अलमतिविस्तरेण । नेपथ्यविधानमवसाय्य इतस्तावदागम्यताम् ।

चेटीः— ( प्रविश्य । ) आर्य इयमस्मि ।

सूत्रधारः—आर्ये अद्य खलु वसन्तोत्सवे रमणीयवस्तु कुमुद्वतीपरिणयं नाम नाटकमस्माभिः प्रयोक्तव्यम् । तत्तावद् वसन्तमुद्दिश्य किमपि रङ्गरंजनार्थं गीयताम् ।

चेटीः— कुंजे कलं श्रवणहारि वनप्रियाणा-
मारामपुष्पसुरभिः शिशिरः समीरः ।
मंजुर्ध्वनिर्मधुकरावलिगुंजितानां
पुष्पेशरम्यदिवसाः रमयन्ति सर्वान् ॥

आर्य किं विचारयसि ।

सूत्रधारः—आर्ये अहं तु मनोरमेण तव गीतरागेण तथा हृतो यथा
लीलालोला मधुरवदनास्तोयकूलेसरय्वा
विद्युद्रूपा मुकुलदशनाश्चारुकर्णावतंसाः ।
सालंकारा मदनवशगा नौविमानेनिषण्णः
स्निग्धं पश्यन् ललितललना भूपतिर्मैथिलेयः ॥

( इति निष्क्रान्तौ । )

प्रस्तावना ।

( ततः प्रविशति नौसंश्रयः किरात्योपात्तबालव्यजनयाश्वास्यमानो राजाकुशः । )

राजा—( सानन्दम् ) किराति पश्य पश्य एष मदीयैर्गलिताङ्गरागैरवरोधैर्विगाह्यमानः साभ्रः सन्ध्योदय इवानेकवर्णे पुष्यति सरयूप्रवाहः । कुतः ।

विलुप्तमन्तः पुरसुन्दरीणां
यदञ्जनं नौलुलिताभिरद्भिः ।
तद्बध्नतीभिर्मदरागशोभां
विलोचनेषु प्रतिमुक्तमासाम् ॥

किराती—( स्निग्धं वीक्ष्य । ) देव पश्य । परस्पराभ्युक्षणतत्पराणां मन्मथवशंवदानामासां शुद्धान्तविलासिनीनां पीनपयोधरोत्सर्पिषु मुक्ताफलसंनिभेषु शीर्यमाणा स्वयं-छिन्नापि हारिहारावली ताभिर्नसंलक्ष्यते । अवरोधप्रमदासखस्तावत् संक्रीडतां सलिले देवः ।

राजा— तेनहि मद्वचनेन कर्णधारं तरणिं दृढं स्थापयितुमाज्ञापय । यावदहं विहारायाम्भस्यवतरामि ।

किराती—यदाज्ञापयतिदेवः । ( कर्णधारंप्रति ) कर्णधार तरीं दृढं स्थापय यावद् देवोऽवतरति । ( राजानम् ) अवतरतु संप्रति देवः । ( राजानौविमानादवतीर्य ताभिरप्सुविहरति । )

किराती—( सहर्षम् । स्वगतम् । ) अहो रमणीयदर्शनो रममाणोऽन्तःपुरललनाभिर्विलोलहारो देवः । अनेन

कनकशृंगविमुक्तपयोभरैः
नृपतिना वनितास्नपितेन हि ।
विबुधसिन्धुरतिः सुरसुन्दरी-
गणवृतो मघवापि निराकृतः ॥

( प्रतीचीमाशामवलोक्य । ) अहो अस्तमितभूयिष्ठो भगवान् सहस्रमरीचिमाली । कुतः

नवकुमुदकुलानां मौनभंगं च कुर्वन्
अपहृतमदमानश्चैव लीलावतीनाम् ।
विधुतमदनचापो दर्शितपुष्पशोभ
इहतनुहिमरश्मिरंतरिक्षे चकास्ति ॥

( प्रकाशम् । ) अये राजन् प्रदोषसमयः खलु संप्रवृत्तः । कुतः

विचेयतारका रात्रिः प्रिया प्रियतमं यथा ।
दीप्तिमन्तं दीप्तरागा हिमांशुमनुवर्तते ॥
तदुत्सृज्यतां सलिलक्रीडा ।

राजा—( प्रोच्चैः । ) किराति अयमहमागच्छामि । ( राजा नावं यावदारोहति तावदस्य जैत्राभरणमज्ञातपातं सलिले निमज्जति । )

किराती—( राज्ञः आभरणशून्यं बाहुमवलोक्य । ) नरेन्द्र क गतं ते दिव्यवलयम् ।

राजा— ( विस्मयविकासितविलोचनंविलोक्य । अहो मे मूर्खतायाः प्रकारः । कुम्भयोनेरधिगम्य गुरुणा राज्येनसमंदत्तं जैत्राभरणमपि मया न सुरक्षितम् । किराति सर्वान् नदीष्णानानायिनस्तद्विचये समाज्ञापय । कुतः

गुरुणामुक्तपूर्वस्य जयश्रीशंसिनस्तथा ।
नसहे भ्रंशमेतस्य पद्मस्य मधुपो यथा ॥

किराती—यथाज्ञापयतिमहाराजः । (इति निष्क्रम्य पुनः प्रविश्य ।) अनुष्ठिता प्रभोराज्ञा ।

राजा— (हस्तस्फुरणं सूचयित्वा ।) किराति हृदयं च मम दिव्याभरणभ्रंशव्यथामनुभवति । बाहुश्चमे सवेगं स्फुरति । तस्मात् केनापि शुभेनाचिराद् भवितव्यमित्यवधारयामि ।

(ततः प्रविशन्ति वन्ध्यश्रमाः परिम्लानमुखप्रसादा जालिकाः ।)

राजा— (ससंभ्रममुत्थाय पाणिं च प्रसार्य ।)

गुरुगाढानुरागस्य साक्षिकं मधुराकृति ।
संवननं जयश्रियः कुतोमेदिव्यमण्डनम् ॥

जालिकाः—प्रसीदतु महाराजः । जैत्राभरणान्वेषणाय सकला एव प्रयत्ना अस्माभिर्विहिताः । किंत्वगाधसलिलनिमग्नं तावकीनाभरणोत्तमं न पुनर्लब्धम् ।

राजा— (सरोषावेशम् ।) ततः केनापहृतम् ।

जालिकाः—महाराज कुमुदाभिधानेनान्तर्हृदवासिना नागराजेन त्वदीयमाभरणं नूनमुपात्तं स्यात् ।

राजा—(सामर्षम्) किं मामपि प्रत्यवतिष्ठते दुष्टः । किराति शरं शरासनं च मेक्षिप्रमुपहर । येन गारुत्मतबाणसंधानंकृत्वा तं भुजंगहतकं मदीयकोपज्वलज्ज्वलनोद्दामदाह जटिलज्वालावलीनां हव्यतां नयामि ।

किराती—यथादिशति देवः । (इति निष्क्रम्य सायककार्मुका आदाय पुनः प्रविश्य ।) नन्विमं सौपर्णसायकं भुजंगमापसदनाशाय धनुषि संधत्तां महाराजः ।

(राजा यावदेव धनुराततज्यं करोति तावत् श्रवणपरुषं किमपि रसितमभिश्रूयते । सर्वे सावधानमाकर्णयन्ति विस्फारितविलोचनं च वीक्षन्ते ।)

राजा— (साश्चर्यम् ।) किराति पश्य पश्य ।

आभूषणं स्फुरितकान्ति करे गृहीत्वा
कन्यां कृशीं ननु महोर्जितभागधेयाम् ।
मुग्धेन्दुसुन्दरमुखीं प्रमुखेनिधाय
यात्यत्र सुस्थिरवपुरेष भुजंगराजः ॥

भुजंगराज—(मूर्ध्नाभिवन्द्य ।) जयतु जयतु नरेन्द्रो मैथिलेयः ।

राजा— (सस्मितम्) स्वागतं भुजंगराजाय । आसनमलंकरोतु भवान् । (भुजंगराज आसनमुपविशति । कन्यका तु अधोदत्तदृष्टिस्तिष्ठति ।) (जनान्तिकम् ।) किराति केयंलावण्यवती कन्यका । किंचास्या अभिधानम् । कथं च सालज्जावनतमुग्धमुखपुण्डरीका तिष्ठति । (प्रकाशम्) भुजंगराज किमिति त्वयामे जैत्राभरणमपहृतम् ।

भुजंगराज—( स्निग्धस्वरम् ) राजन् कुमुद्वतीनामधेयया अनया मेस्वस्रा सलिले रममाणया किराभिघातोत्थितकन्दुकया त्वदीयाभरणमालोक्य समुपजातकौतूहलया तदुपात्तम् । नोचेत् कथंनामाहं तवाराधनीयस्य धृतेर्विघातमाचरेयम् ।

राजा— ( सचिन्तम् ) संप्रति सकलं मे सुप्रतिपन्नम् । न खलु त्वमपराधी ।

भुजंगराज—(आभरणमर्पयन् ) नरेन्द्र तदिदं दिव्याभरणं तावकेनाजानुविलम्बिना ज्याघातरेखाकृतस्थिरलाञ्छनेनांसलेन भुजेनसंयोगं पुनरुपैतु ।

इमां स्वसारं च यवीयसींमे
कुमुद्वतीं नार्हसिनाथमन्तुम् ।
आत्मापराधं नुदतीं चिराय
शुश्रूषया पार्थिव पादयोस्ते ॥

राजा— ( कुमुद्वत्या पाणिं स्वहस्ते गृहीत्वा । ) श्लाध्यो भवान् स्वजनः संपद्यतेऽद्यमे । अयं खलु मे सौभाग्यविकासः ।

( ततो गगने दिव्यस्तूर्यध्वनिरुच्चरति गन्धोदग्रपुष्पवृष्टिश्च नवयुगलस्योपरि पतति । )

भुजंगराज—( सहर्षम् ) राजन् अतः परं किं ते प्रियं करोमि ।

राजा— ( सानन्दम् ) अतः परं नमे किंचित् प्रियतरम् । तथापीदमस्तु ।

सन्तः सन्तु सुधाप्रपूर्णहृदयाः संध्वस्तपापोत्कराः
पार्थिवाः परिपालयन्तु पृथिवीं धर्मेस्थिता सर्वदा ।
काले संततवर्षिणो जलमुचः सन्तु क्षितौ पुण्यतो
लोकानां प्रबलप्रमोदमधुराश्चेष्टा भवन्तु सदा ॥

( इति निष्क्रान्ताः सर्वे । )

इति कुमुद्वतीनामनाटकं समाप्तम् ।

एन. सी. शेठ. बी. ए.

# ચારિત્ર્ય

લેખક

શ્રી. સુમતિકુમાર આર. શાહ
ધો. ૭ મું ક

સમાજે સ્વીકારેલી સુટેવોનો સમુચ્ચય એટલે ચારિત્ર્ય. પુરુષ અથવા સ્ત્રીનું ચારિત્ર્ય એ જ તેના આત્માનો અલંકાર છે.

ચારિત્ર્યનો રસ્તો ગુલાબોથી આચ્છાદિત થયેલો નથી પરંતુ તેમાં તો કંટકો છે. એ કાંટાઓની વેદના સહન કરનાર ચારિત્ર્ય રૂપી ગુલાબની સુવાસ પ્રાપ્ત કરી શકે. મહાન કાર્ય કરવું એ કાંઈ જીવનનું ધ્યેય નથી; પરંતુ આપણે પોતે ચારિત્ર્યવાન થવું એ જ આપણા જીવનનું ધ્યેય હોવું જોઈએ. ચારિત્ર્ય એ જ આપણા જીવનનું ઉત્તમોત્તમ અને વિશેષ સ્થાયી ફળ છે. એક માણસે પોતાનું શારિરીક બળ પુષ્કળ વધાર્યું હોય પરંતુ જો તેનામાં ચારિત્ર્યની ખામી હોય તો તે પશુ સમાન છે.

જ્યારે આપણે આપણા અંતઃકરણના છેક ઉંડા ભાગમાં ઉતરીએ છીએ ત્યારે આપણને આપણા જીવનને મહાન બનાવવાની ઇચ્છા થાય છે. આ જ ઇચ્છા મનુષ્યને મહાન બનાવે છે.

ચારિત્ર્યને કોઇની કશી ભલામણની જરૂર નથી, તે પોતે જ પોતાની ભલામણ કરે છે.

સ્વરાજ્યવાંચ્છુઓએ તો પોતામાં ચારિત્ર્ય કેળવવું જ જોઇએ. આપણા ઉત્તમ ચારિત્ર્યથી જ આપણે અવશ્ય ઉત્તમ–અચળ શક્તિ બનીશું. શિક્ષકોએ શિષ્યના અને માતાઓએ પોતાના બાળકોના હૃદયમાં ચારિત્ર્યના સિદ્ધાંતો ઉંડા અક્ષરે કોતરવા જોઇએ. બેચાર, દશવીશ કે હજાર બેહજાર વ્યક્તિઓના ચારિત્ર્યબળથી કોઇ દેશ સુરક્ષિત નહિ રહી શકે. સામાન્ય જનતા અને સમાજનું ચારિત્ર્ય જ એટલી ઉંચી કક્ષાએ ચડવું જોઇએ કે જેમાં હજારો અને લાખોનું ચારિત્ર્યબળ ખૂબ વધુ હોય અને તેઓ ચારિત્ર બળવાળી વ્યક્તિઓને જ પોતાની આગેવાની આપે.

'આકાશમાં તારા નષ્ટ થયા પછી પણ તેનો તેની હયાતીમાં આપણા તરફ આવવાને નીકળી ચૂકેલો પ્રકાશ નીચે આવતાં લાંબા સમય સુધી આપણી સ્થૂલ દૃષ્ટિની સામે પ્રકાશે છે, તેવી જ રીતે એક મહાપુરુષ પોતાની પાછળ જે પ્રકાશ મૂકી જાય છે તે તેના દેહાંત પછી પણ આપણા માર્ગ પર વર્ષોનાં વર્ષો સુધી ઝળહળે છે.'

કેટલાક મનુષ્યોના મુખારાવદ પર જ તેમના ચારિત્રની છાપ હોય છે, અને તેથી તેઓ જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં તેમનો સત્કાર થાય છે.

મહાત્મા ગાંધીજી ચારિત્રબળ વધારવા પર વધુમાં વધુ ભાર મૂકે છે. જ્યાં તેઓ ચાલુ રાજ્યતંત્રને બદલવા કે સુધારવા પ્રયત્ન કરે છે ત્યાં તેઓ એ સારી રીતે જાણતા હોય છે કે જો સમાજનું ચારિત્રબળ સાથે સાથે ઉંચુ નહિ આવે તો તેમના અને તેમના સાથીઓના પ્રયત્નો નકામા જશે. 'મનુષ્યની સંખ્યા, શહેરોનું કદ તેમજ પાક, એ કાંઇ સંસ્કૃતિનું સાચામાં સાચું પ્રમાણ નથી; પરંતુ દેશ જે જાતના મનુષ્યો ઉત્પન્ન કરે છે તે જ તેનું સાચામાં સાચું પ્રમાણ છે.'

આપણે ધનકુબેર હોઇએ અથવા રંક હોઇએ અથવા ફકીર હોઇએ પરંતુ સો વર્ષ પછી સર્વે સરખું જ ગણાશે; પરંતુ આપણું ચારિત્ર તો અમર જ રહેવાનું.

સારાંશ–ચારિત્ર્ય એ જ સર્વોત્તમ શક્તિ, સંપત્તિ, ધર્મ, અને મોક્ષ છે.

# શાળાના તેજસ્વી વિદ્યાર્થીઓ

મૅટ્રિકની પરીક્ષામાં અમદાવાદ કેન્દ્રમાં ૧૯૨૪ ની સાલમાં
પ્રથમ આવનાર



**સિરિલ એમ. ઠાકોર** એમ. એ.

૧૯૩૫ ની સાલની મૅટ્રિકની પરીક્ષામાં સંસ્કૃતમાં **નરહર બાડકર** સંસ્કૃત ઇનામ મેળવનાર વિદ્યાર્થી



**નટવરલાલ આર. શેઠ**

૧૯૩૯ ની મૅટ્રિકની પરીક્ષામાં સરકારી ખાતાનું અંગ્રેજી
ડિપાર્ટમેન્ટલ ઇનામ મેળવનાર



**શાંતિલાલ જેશંકર ભટ્ટ**

# શાળાના તેજસ્વી વિદ્યાર્થીઓ





૧૯૩૮ ની મૅટ્રિકની પરીક્ષામાં અંગ્રેજીમાં પ્રથમ વર્ગમાં માનસહિત
ઉત્તીર્ણ થનાર વિદ્યાર્થીઓ



ગિરિજાશંકર એસ. દવે અને માર્કન્ડ આર. જોશી

૧૯૩૭ ની મૅટ્રિકની પરીક્ષામાં અંગ્રેજીમાં પ્રથમ વર્ગમાં
ઉત્તીર્ણ થનાર વિદ્યાર્થીઓ



બી. એસ. જાની અને એમ. પી. પટેલ

# વૃક્ષારોપણ

લેખક

શ્રી. અંબિકાપ્રસાદ. જહા.
ધો. ૭ મું. क.

વૃક્ષારોપણ વખતે જે પ્રકારનું બીજ અને ખાતર નાખવામાં આવે છે તે જ પ્રકારના ગુણદોષ અને આયુર્વૃદ્ધિ તે વૃક્ષ માટે નિર્માણ થાય છે. વૃક્ષને રોપતી વખતે તેના મૂળમાં પૂરતું ખાતર ન હોય અથવા બીજ સડેલું હોય તો તે વૃક્ષ ક્ષણજીવી–અલ્પાયુ, અફળ થાય અથવા સદંતર ઉગતું જ નથી. 'જૈસી કરણી વૈસી પાર ઉતરણી' એ સિદ્ધાંત મનુષ્યના તેમજ અન્યના પણ જીવનમાં નજરે પડે છે.

પુરાતન કાળથી જ મનુષ્ય જીવનને ચાર વિભાગમાં વહેંચી દેવામાં આવ્યું છે. તે વિભાગો ચાર આશ્રમ–બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ, અને સંન્યસ્ત–છે. પુનર્જન્મ માટે ભાથું બાંધવા માટેનો આશ્રમ તે સંન્યસ્તાશ્રમ છે. વૃક્ષારોપણ બ્રહ્મચર્યાશ્રમમાં જ થાય છે. બાલજીવનમાં આરોપણ કરેલા વૃક્ષને ખાતર પૂરણીનો સમય તે આપણો વિદ્યાભ્યાસનો સમય છે. વિદ્યાર્થી અવસ્થામાં આ આશ્રમનો ખાસ નિયમ તે બ્રહ્મચર્ય પાલનનો છે. જેટલી ચીવટ અને અંકુશથી શૈશવકાળથી યુવાવસ્થા સુધી ઉગતા છોડ ઉપર દેખરેખ રાખવામાં આવે, તેટલો જ તે મનુષ્ય વિદ્વાન, સંયમી, તંદુરસ્ત, દીર્ઘાયુ અને સ્વ અને પર માટે કંઇક કરી શકવાને શક્તિમાન થાય છે. પ્રાચીન સમયના સિદ્ધાંતમાં માનનાર અને તેનું અક્ષરશઃ પાલન કરવા આધુનિક કિશોર, યુવક, પ્રૌઢ કે જરઠ શક્તિવંત કે તૈયાર નથી. જ્યારે સર્વ નાશ થતો હોય ત્યારે થોડુંક પણ બચાવવા પ્રયત્ન કરવો જોઇએ. સાંપ્રત શિશુઓ માટે ખંતપૂર્વક નિઃસ્વાર્થ રીતે તેમની ઉન્નતિ માટે શ્રમ લેનાર કોઇ સાચા સેવાભાવી પુરુષો સ્વાર્થને નિયમનમાં રાખી આ ઉગતાં વૃક્ષોના સેવામેદાનમાં ઝૂકાવે તો પૂજ્ય બાપુના ઉપદેશને જેટલો સમય વ્યતીત થયો, તેટલા જ કાળને અંતે હિંદમાં જગભરના સર્વ દેશના યુવાનોની હરોળમાં બેશક ઉભી શકે તેવા યુવકો અને યુવતીઓ હિંદમાતાને ચરણે ધરી શકાય ખરાં. આધુનિક માતાપિતા કે જેમણે પોતાનું જીવન બરાબર ગાળ્યું નથી, તે પોતે જો સમજે કે પોતે જીવનરસ્તો ભૂલ્યાં છે, તો પોતાના અનુગામીઓને પોતાના ભૂલાએલા માર્ગને અનુસરી જીવનમાં ભૂલાં ન પાડે. પરંતુ અફસોસ સાથે કહેવું જ પડે છે કે તે જ પ્રૌઢ માબાપ પોતાનું બાળક હજુ ધુંટણભેર ચાલતું થાય છે, ત્યાં તેને 'ચાહ'ના રગડમાં જીહ્વાલોલુપ બનાવી, તેને વ્યસનનું અચ્છું બંધાણી બનાવી દે છે! બાળકમાં કંઇક સમજશક્તિ આવે તે વખતે વિષયાંધ માતાપિતા એ બાળકના કાચી–શૂન્યમનસ્ક દશાને કંઇક અવનવી પ્રેરણા આપી અવનતિને પંથે રવાના કરે છે, અને તેનાં માઠાં પરિણામ ભવિષ્યમાં જ સમજાય છે. જેમણે જીવનની લીલી–સૂકી દીઠી નથી તેમની તે બાળકોના આતમબળ પર બિનજવાબદાર પરોક્ષ ટીકા થવાની જ. જ્યાં બાળકના માનસના ઘડતરનો સમય અને અનિચ્છનીય કુટેવોનો સામનો કરવાનો અને મજબુત બનાવવાનો ઉપાય કરતાં પહેલાં જ તે માનસને શિથિલ બનાવી દેવામાં આવે છે. આ બાબતના સડા માટે કેટલીક જગ્યાએ, કેટલેક અંશે હિંદની આર્થિક સંકડામણનો 'હાઉ' એ બાળકનો સર્વનાશ આદરે છે. માતપિતા પોતાનાં 'એકના એક' 'અંધેકી લકડી' સમાન બાળકોને દુબળાં વા કોઈ વસ્તુનાં

આકાંક્ષી જોઈ તેમની આકાંક્ષા પુરી કર્યા વિના રહી શકતાં નથી. બાળકમાં શક્તિને વધારવા દુધ, ઘી જેવા પાષ્ટિક ખોરાક મોંઘા પડતાં તેઓ પોતાના બાળકને 'ચાહનાં ચલાણાં' પાઈને મમતા વ્યક્ત કરે છે. અને અજ્ઞાનથી ભાવી પ્રજાની ખાતર પુરણીના સમયમાંથી જ પ્રજાને મરણોન્મુખ ધકેલે છે અને પોતાના વંશજોનાં જીવનનો ધ્વંસ કરી રહ્યા છે. ફક્ત ચાહની બાબતમાં જ આમ નથી. પરંતુ એમનાં માતપિતા કેટલીએ કુટેવો મમતાને નામે પોતાના તનુજોમાં પાડે છે.

સ્વ–શિશુ કંઈક શિક્ષણ પામે એવો 'ગાડરીઆ પ્રવાહ' જેવો ચીલાશાહી આશય સાંપ્રત સમયના માતપિતામાંના કેટલાઓનો હોય છે. પોતાનો પુત્ર કોઇ સારી શાળામાં અભ્યાસ કરી કોઇ મોટો 'સા'બ' અથવા અમલદાર બને એમ કલ્પનાના અશ્વવિહાર કરતાં માબાપ પોતાનાં સંતાનના સુખે રાચવાનો સ્વૈરવિહાર કરી રહ્યાં હોય છે. પરન્તુ પોતાના સંતાનમાં શીલ અને લાયકાત છે કે નહિ, તેનામાં તે લાયકાત વિકસાવવાની શક્તિ છે કે નહિ, તે જોવું બીજારોપણ જેટલું જરૂરી છે. તે બાળક પોતાના અભ્યાસ બાબતમાં કેમ છે, તેને શું મુશ્કેલી છે વગેરે બાબતો વાલીએ જાણી તેને સ્વ-શક્તિ અનુસાર રાહ દર્શાવી અંતરાય હોય તો શોધીને દૂર કરવો જોઈએ. પોતાના રસ્તામાં ઉભી થયેલી ગુંચવણો જ્યારે આપમેળે દૂર ન થાય ત્યારે ઉગતો કિશોર સુઝ પ્રમાણે સર્વ ફના કરવા તત્પર થાય છે. આવી ઝીણવટભરી વિગતો સ્વાનુભવે જાણી અને જોઇ શકાય છે. મજ્જાતંતુ એ શરીરમાંના અનૈચ્છિક સ્નાયુઓમાંનો એક છે અને તેને કંઈ કામ ન મળતાં કંઇને કંઈ રસ્તે પોતાનું કાર્ય ચાલુ રાખે છે. જે પાલક પોતાના પાલ્યના ચારિત્ર્યઘડતર પર દેખરેખ રાખી શાળા વા બહારની મુશ્કેલી દૂર કરવા પ્રયત્ન કરે છે તેમના વંશજ જ્ઞાની, તંદુરસ્ત અને દેશદીપક નીવડે છે.

આ પ્રમાણ તો 'પાશેરામાં પૂણી' જેવું છે. એવાં માતપિતા જાણે છે કે આધુનિક શિક્ષણપ્રથા એકધારી, ન પચાવાય તેવી અને વ્યાવહારિક જીવનમાં ઘણીજ થોડી ઉપયોગી છે. સર્વ વાતમાં એક યુક્તિ ન ચાલે; પરંતુ શિક્ષિત માબાપ સુવર્ણયુગના સંદેશવાહક સમાન છે. પોતાના બાળકના મગજના વલણને અનુસરી તેને સાનુકૂળ ઉપાયો આદરી તેને શાળાના તેમજ વ્યાહવારુ જ્ઞાનનો જાણકાર અને યોગ્ય વિષયોમાં પ્રવીણ બનાવવા પ્રયત્ન કરવો જોઈએ. કેટલેક ખુણેથી પ્રતિઘોષ ઉઠે છે કે પિતા આખા દિવસના શ્રમ બાદ બાળક પાછળ આટલી ચીવટ રાખવા અશક્ત હોય છે; માતા અભણ હોઈ બીચારી તાતા ટીપીને 'પરીઓ'ની વાત કે ગ્રામ્યગીતોથી દિલ રીઝવી જાણે છે. આજે માતાની અભણુતા કેટલાંયે બાળકો અને ઉગતા યુવાનોને વિપથગામી બનાવી રહી છે.

સ્ત્રીકેળવણીમાં પશ્ચિમની પ્રથાનું અનુકરણ થોડે-ઘણે અંશે જરુરી છે. ત્યાંની હ્બનાં બાલમંદિર અથવા એવી બાલસંસ્થાઓ ધનિકવર્ગ યા સરકાર તરફથી ઉઘાડવા જરુરી છે. સ્ત્રીકેળવણીમાં પણ આ બાબત એક જરુરી સાધન રૂપ છે. પશ્ચિમના સંસ્કારોમાંથી માફક આવતા સંસ્કારો ગ્રાહ્ય છે. આપણને લાભદાયક સંસ્કારો આપણી સ્થિતિમાં હળવો ફેરફાર કરી શકે છે. પુરાતન કાલમાં માતાઓ વ્યહવારુ જ્ઞાનમાં કુશળ હતી.

સાંપ્રત સહશિક્ષણને મર્યાદિત બનાવી તેની ત્રુટીઓ દૂર કરવી એ પણ યુવક યુવતીના શૈશવ કાળમાં મહત્ત્વનું પગલું છે. સહશિક્ષણમાં બાળકની નૈતિક હિંમત મજબુત હોવી જોઇએ. આધુનિક સમયને અનુસરતાં એ બાબત વિચારપૂર્વક સુધારો માગી લે છે. સ્ત્રી યા પુરૂષ જાતીય, શાસ્ત્રીય જીવનનાં વ્યહવારુ જ્ઞાનથી અજ્ઞાત હોવાથી અજ્ઞાન કૂપિવલ માફક શિશુના જીવનને ઉજ્જવળ કરી શકતાં નથી.

વૃક્ષારોપણ એટલે જીવનને તાઝગી અર્પતું સુમેળ ઘડતર અને એ માટે જ્ઞાન રૂપી બીજ, જનકજનની સહકાર રૂપી જલસિંચન અને ચારિત્ર્ય રૂપી કુદરત-ની જરૂર છે.

# આ શાળામાં સપ્ત સરણી

લેખક

**શ્રી. મોતીલાલ અરોડા**

ધો. ૭મું क,

સને ૧૯૩૩માં આંગ્લભાષાનો આસ્વાદ આ શાળામાં લેવાની શરૂઆત કરી. પ્રથમ બાબત મારા પહેલા ધોરણના શિક્ષકોની છે. મને ખબર છે કે ગુજરાતી ચોથીમાં આખો દિવસ એક જ શિક્ષક સાથે ભણવું પડતું. શિક્ષકનો બદલો બારે મહિને દેખાતો. પરંતુ અહીં તો એક કલાકને અંતે બદલાતા શિક્ષકો દેખી મારૂં મન હર્ષિત થયું. આનંદ સહિત અંગ્રેજી ભણી હું પણ સા'બ બનવાની આશાએ જુદાજુદા શિક્ષકોના હાથ નીચે અભ્યાસ કરવા લાગ્યો.

વખત જતાં હું ત્રીજા ધોરણમાં આવ્યો. અને જણાવવું જરૂરી છે કે અહીં શિક્ષકો અંતરે અંતરે બદલાતા. પરંતુ થોડા વખત બાદ એના એ પાછા આવતા. શશીકલા માફક પાછા એક વર્ષબાદ એ જ પહેલા ધોરણના શિક્ષકો પ્રત્યક્ષ આવી ઉભા. વિજ્ઞાનશિક્ષક શ્રી. અવન્તીલાલ દિક્ષીત અને શ્રી. ઇન્દ્રપ્રસાદ—વર્ગશિક્ષક અને ગુર્જરભાષાના શિક્ષક શ્રી. બળવંતરાય સંઘવી. ત્રીજા ધોરણથી કંઇક ગણનામાં મારી જાતને મેં આણવા પ્રયત્ન કર્યો અને ધીમે ધીમે તે સફળ પણ થયો. ગમ્મત સાથે જ્ઞાન અને શ્રીઉણપે શ્રી પૂરી પાડનાર મળી રહેતાં મારા પ્રયાસને પ્રોત્સાહન મળ્યું, અને હું કંઇક જાણીતો થયો.

હવે તો હાઇસ્કૂલનો વિદ્યાર્થી ગણાવા લાગ્યો. માધ્યમિકમાં અભ્યાસ કરતો ત્યારે વહેલા ઘેર જવા મળતું. હવે તો એ મારા અનુગામી બાળવિદ્યાર્થીઓ મારા પહેલાં ઘર તરફ વળતા ત્યારે મને મારી પુરાણી વહી વાંચવાનું મન થઈ જતું. ચોથા ધોરણથી ત્રણ વિષય વધ્યા. ૧. ગીર્વાણ ૨. અક્ષરગણિત અને ૩. ભૂમિતિ.

પહેલો વિષય શિખવનાર શ્રી. મજમુદારે 'गच्छामि' થી એવી રીતે શિખવ્યું ને યાદ કરાવ્યું કે અમારા પૂવગામી વિદ્યાર્થીઓએ મારા મસ્તકે ચિતરેલો સંસ્કૃતહાઉ બે ડગલાં પાછળ હઠયો.

અક્ષરગણિત અને ભૂમિતિ તો અમારા ચોથા ધોરણના વર્ગશિક્ષક શ્રી. વિલોચનરાય દિવેટીઆ શીખવતા. અધ્યાપનને જેણે જીવનનું સૂત્ર ગણ્યું છે અને એ જ સેવાકાર્યમાં વૃદ્ધાવસ્થા દીઠી છે, તેમની કચાસ કે ઊણપ કેવી રીતે શોધી શકાય? પોતા પાસે કંઇ છે અને અન્ય તે મેળવે તેવી તેમની ધગશ દરેક પગલે દેખાઈ આવતી.

પાંચમા ધોરણે પ્રવેશ કરતાં શ્રી. લક્ષ્મીરાય ધોડા વર્ગશિક્ષક તેમજ અન્ય નવા શિક્ષકોનો પરિચય વધ્યો. પ્રતિવર્ષે ધોરણ ઉપર ચઢતાં અર્ધાં નવા અને અર્ધા ગત વર્ષે પરિચયમાં આવેલા શિક્ષકો જ આવતા. અત્રે મારા વર્ગશિક્ષકે અમને એક હસ્તલિખિત અંક કાઢવા પ્રેરણા આપી અને અમે તે પ્રેરણા સહર્ષ ઉપાડી લીધી.

પાંચમા ધોરણને પસાર કરી શાળાના નવા મકાનમાં નવા ધોરણે આવતાં બધો શિક્ષકવર્ગ નવો ભાસવા લાગ્યો. છઠ્ઠે પાટીએ બેઠા એમ મને કંઇક ઉંચાઇનો ખ્યાલ આવ્યો. અહીં તો કોઈની ખાસ પ્રેરણા સિવાય એક હસ્તલિખિત અંક બહાર પાડયો અને સફળ બનાવવા પુષ્કળ પ્રયત્ન કર્યો. મેટ્રિકના હાઉ પ્રત્યે સાધારણ અંગુલી નિર્દેશન થતી જણાઇ; કારણ કે શિક્ષણ વિદ્યાપીઠના નિયમોને ધ્યાનમાં રાખી આપવામાં આવતું. હાલ આ શાળાની સરણીના છેલ્લા પગથીએ બેઠો છું. સાતમી સરણીની અર્ધી મુદતે ફીક્કો પડતાં ઝોખાં ખાતા માનવીને અગ્નિની ઝાળ લાગી અને મારી નિદ્રા ઉડી.

રસ્તે ચાલતાં લેશન અને ગોખતા શ્લોક અને પહેલાંનું રખડું જીવન એ પરિવર્તનનું પ્રત્યક્ષ-પ્રમાણ છે. મહેનત ફળે એ જ અભ્યર્થના.

# મારી જન્મભૂમિ

લેખક

શ્રી. એ. એ. વલીઉલ્લા
ધો. ૫

પોતાની જન્મભૂમિ માટે દરેકને માન હોય છે, કંઇક મને પણ છે. જન્મભૂમિ છોડી બીજે દેશ ગયા હોઇએ, ત્યારે પહેલાં-પહેલાં તો નહિં, પણ ધીમે ધીમે જન્મભૂમિ તો જરૂર જ યાદ આવશે, પછી ભલે આપણી જન્મભૂમિ કરતાં એ દેશ વધારે સુંદર હોય. પોતાની જન્મભૂમિ માટે ઘણા વીરોએ બલિદાન આપ્યાં છે. આપણે પણ આપણી જન્મભૂમિ માટે, વખત આવે, તન, મન, અને ધનથી કુરબાની કરવા દરેક પળે તૈયાર રહેવું જોઇએ.

મુંબઈ ઈલાકામાં આવેલું ગરવી ગુજરાતનું રમણીય પાટનગર અમદાવાદ એ જ મારી પ્રિય જન્મભૂમિ છે. અહમદશાહ બાદશાહે તેને સાબરમતી નદીના કાંઠે વસાવ્યું છે. તેનું અસલ નામ તો બાદશાહના નામ ઉપરથી અહમદઆબાદ છે, પણ અપભ્રંશ ભાષાના પ્રતાપે અમદાવાદ બની ગયું છે. અત્યારે પણ હિંદુસ્તાનના ઘણા ભાગમાં તેને તેના અસલ નામથી જ ઓળખવામાં આવે છે.

સાબરના કાંઠે આવેલું હોવાથી શહેરની શોભા વધી છે, પણ કુદરતના કોપે નદીમાં થોડું પાણી રહેતું હોવાથી તેની શોભામાં ખામી રહે છે. આ ખામી દુર કરવા નદી ઉપરના બે પુલો, એક જૂનો અને બીજો નવો, પ્રયત્ન કરતા લાગે છે. આ પુલોને સાથ આપવા મ્યુનિસીપાલિટી ત્રીજા પુલને પણ સ્થાપી રહી છે. નદીની પેલી પાર શ્રીમંતોની સોસાયટીઓની હાર આવેલી છે, અને બીજી પાર શહેર આવેલું છે. એમ તો અમદાવાદમાં ઘણા બગીચાઓ છે, પણ તેની ખરી શોભા તો રાણીબાગ છે. રાણીબાગ એક મોટો સુંદર બગીચો છે. નદીના કાંઠે આવેલું હોવાથી સાંજે ત્યાં ફરવા આવનારાઓની સારી ગીર્દી જામે છે.

અમદાવાદમાં મોજશોખના સાધનોની પણ ખોટ નથી. સીનેમા, નાટક વગેરે દરરોજ પ્રેક્ષકોથી ઉભરાતાં માલમ પડે છે.

અમદાવાદના રાજમાર્ગ ફક્ત એક કે બે જ છે, બાકી બધા રસ્તા બહુ પહોળા નથી. અમદાવાદમાં વસ્તી અને અવરજવર દિનપ્રતિદિન વધવાથી રસ્તાઓ પર ઘણી ભીડ માલમ પડે છે. કોઇ કોઇ વાર તો મોટર, ગાડીઓ અને માણસોની અવરજવર એટલી બધી હોય છે, કે રસ્તો ઓળંગવો પણ મુશ્કેલ બની જાય છે. અને તેથી અકસ્માતના બનાવો તો સામાન્ય થઇ પડયા છે. અહીનાં મકાનો પણ હવે જમાનાને અનુસાર બંધાવા લાગ્યાં છે. અહીં બધા જ રસ્તાઓ અને પોળોમાં વિજળિક બત્તીઓ જોવામાં આવે છે, અને લગભગ બધાં જ ઘર અને દુકાનોમાં પણ વિજળી જોવામાં આવે છે. દરરોજ ઘણી ભાષાનાં દૈનિકો, અઠવાડિક છાપાંઓ અહીંની પચરંગી પ્રજા ખરીદતી જણાય છે.

અમદાવાદની વસ્તી પાંચેક લાખની કહેવાય છે. અને હિંદુ મુસ્લીમ વગેરે બધી જાતની પ્રજા એક બીજા સાથે મળીને રહે છે. એક જ મહોલ્લામાં હિંદુ મુસ્લીમ સાથે રહેવાથી અને બન્નેને વહેવારમાં એકબીજાની મદદની જરૂર હોવાથી, બન્ને કોમોમાં ભાઈચારો છે. અહીં ઉદ્યોગધંધા પુષ્કળ હોવાથી દેશપરદેશની પ્રજા અહીં ધંધા માટે આવી વસી છે, અને તે દિવસે દિવસે વધતી જાય છે, આથી અમદાવાદની વસ્તી વધતી જાય છે અહીંના

